પ્રકાશક :

બાલાભાઈ વીરચંદ દેસાઈ

માનદ મંત્રી : યશોવિજય જૈન ગ્રંથમાલા

શહીદચોક, ભાવનગર • સૌરાષ્ટ્ર



પ્રથમ સંસ્કરણ : વિ. સં. ૨૦૦૮

દ્વિતીય સંસ્કરણ : વિ. સં. ૨૦૧૧

---

તૃતીય સંસ્કરણ : વિ. સં. ૨૦૨૩

ધર્મસંવત ૪૫

ઈ. સ. ૧૯૬૭ : વીર સં. ૨૪૯૩

કિંમત રૂ. ૨-૭૫

મુદ્રક :

ફોટો તથા રંગકામ

દીપક પ્રિન્ટરી • રાયપુર • અમદાવાદ

ફર્મા ૪॥।

ગોવિંદલાલ જગશીભાઈ

શારદા મુદ્રણાલય • અમદાવાદ



સંસ્થાના આદ્ય સ્થાપક
નવયુગપ્રવર્તક જૈનાચાર્ય
શ્રીમદ્ વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ

# પ્રકાશકીય

શ્રી રાણકપુર માત્ર જૈનોનુ તીર્થ રહ્યુ નથી, પણ જૈનેતરો અને યુરોપીય વિદ્વાનો માટે શિલ્પ–સૌંદર્યનુ કલાધામ બન્યું છે દેશવિદેશના હજારો યાત્રીઓ એની યાત્રા માટે રોજબરોજ આવે છે અને એની ઉત્તુગ પર્વતાવલિ, નિસર્ગસુદરતા, શિલ્પની ઉત્કૃષ્ટતા ને સ્થાપત્યનુ આભિજાત્ય તથા બધાવનારની શ્રદ્ધાભક્તિ અને બાધનારની શિલ્પ–ભક્તિ જોઈ આશ્ચર્યના ઉદ્ગારો કાઢે છે

એ યાત્રીઓ માટે માર્ગદર્શન આપનારી બહુ થોડી પુસ્તિકાઓમા આ પુસ્તિકાનો નંબર આગળ પડતો છે જૈનતીર્થો ને જૈન ઇતિહાસના મર્મજ્ઞ પ શ્રી અબાલાલ પ્રેમચદ શાહે આ પુસ્તિકા તૈયાર કરી આપીને જ્ઞાન સાથે ભક્તિ પણ કરી છે

સ ૨૦૨૨ની દીપાવલિમા માનનીય શેઠ શ્રી કસ્તૂરભાઈ લાલભાઈ રાણકપુર તીર્થમાં હતા એ વખતે મારો તથા 'ગુજરાત સમાચાર' દૈનિકના મે ડિ શ્રી શાંતિલાલ શાહનો તેઓશ્રી સાથે અચાનક મેળાપ થતા આ તીર્થ વિશે કલાકો સુધી તેઓની પાસેથી વિગતો સાભળી હતી, અને એ વખતે એમ લાગ્યુ કે આ મદિરના નિર્માતાના જેટલી જ ચીવટ આ મદિરનો જીર્ણોદ્ધાર કરાવનાર શેઠ શ્રી કસ્તૂરભાઈ લાલભાઈ પામે છે એક એક પથ્થર ને એક એક સ્થળ જાણે એમની સાથે વાર્તાલાપ કરતા હતા, પણ એ બધી વાતો અવકાશે રજૂ કરવાની ધારણા છે

પુસ્તિકાનું કદ નાનુ કરવામા આવ્યુ છે શિલાલેખ વિભાગ તારવી લેવામા આવ્યો છે ને ચિત્રો વગેરે પણ સુદર આપીને જનસામાન્ય માટે રોચક, પ્રેરક અને સસ્તી બનાવવા પ્રયાસ કરવામા આવ્યો છે

નવી આવૃત્તિ વખતે નવો વિચાર છે, પણ એ તો બને ત્યારે ખરૂ

માનદ મત્રી

# લેખકીય

રાણકપુર પાંચસો વર્ષ પુરાણું પવિત્ર તીર્થધામ છે. સં. ૧૪૯૬માં ધનકુબેર ધરણાશાહે અહીં અનુપમ ભવ્ય મંદિર નિર્માણ કર્યું ત્યારથી આ તીર્થ અસ્તિત્વમાં આવ્યું છે. એ સમયમાં કે તે પછીના કાળના વારા-ફેરામાં આ સ્થળે બંધાયેલાં કેટલાંક મંદિરો નામશેષ બન્યાં, છતાં આ શિલ્પસ્થાપત્યના નમૂનાસમું ઉન્નત અને વિશાળ મંદિર અણીશુદ્ધ બચી શક્યું છે એ જ એની વિશેષતા છે.

આ મંદિર અગિયારમી અને તેરમી શતાબ્દીમાં નિર્માણ થયેલાં આબુદેલવાડાનાં પ્રસિદ્ધ મંદિરોની બાંધણી અને કલાકારીગરીનો વારસો પંદરમા સૈકા સુધી બરાબર જળવાયેલો રહ્યાનું પ્રમાણ પૂરું પાડે છે. શિલ્પકળાના અભ્યાસીને આવશ્યક એવી તુલનાત્મક બધી સામગ્રી પૂરી પાડી શકે એવી આ મંદિરની વિશેષતા, એના મૂળ સ્વરૂપમાં જળવાયેલી અહીં જોવા મળે છે, એનું કારણ એ છે કે, હાલમાં જ શેઠ આણંદજી કલ્યાણજી (અમદાવાદ)ની પેઢીએ એનો જીર્ણોદ્ધાર કરાવતાં એના પ્રાચીન સ્વરૂપને જરા સરખી પણ આંચ ન આવે એવી ખાસ ચીવટ રાખી છે. જે ખરેખર, બીજાં મંદિરોના જીર્ણોદ્ધાર પ્રસંગે ધડો લેવા યોગ્ય બીના ગણાય.

રાણકપુર કરતાં પુરાણાં એવાં નાડોલ, નાડલાઈ, વરકાણા અને ઘાણેરાવ—મૂછાળા મહાવીરનાં તીર્થસ્થળો પણ અહીં પાસે જ આવેલાં છે.

આધુનિક શિક્ષણપ્રકારમાં આપણો ઈતિહાસ અને એની ગવાહી પૂરતાં સ્થળો વિશે જાણવાની ભૂખ જાગી

છે ત્યારે મળી આવતી સામગ્રીના આધારે આવાં તીર્થોનો ઇતિહાસ સંકલિત કરવાનો આ પ્રયાસ કર્યો છે એમાં પ્રાચીન એવા શિલાલેખીય આધારો, સાહિત્યિક ઉલ્લેખો અને તે તે સ્થળના ઘટનાપ્રસંગોને પણ કાળ-ક્રમે જોઈને આધુનિક સ્વરૂપ સુધી પહોંચવાની અમે કોશિશ કરી છે

આ 'રાણકપુરની પંચતીર્થી' પુસ્તક ત્રીજો અવતાર પામે છે આ એક ખુશનસીબી છે, ખરુ જોતા તો કોરી શ્રદ્ધા હવે લોકમાંથી વિદાય લઈ ગઈ છે, અને વસ્તુનું મૂળ સ્વરૂપ સમજવા તરફ લોકોની ભાવના વધતી જાય છે આ વખતે જિજ્ઞાસુઓની જિજ્ઞાસા પોષવા પ્રયત્ન કરવાનો રહે છે આજના યાત્રિકને કોઈપણ તીર્થનું દર્શન કરતા સાહજિક પ્રશ્નો થશે કે–

—તીર્થ ક્યારે સ્થપાયું, મંદિર કોણે બંધાવ્યું, એ કયા શિલ્પીએ બાંધ્યું, એમાં શિલ્પ કેવા પ્રકારનું છે, મંદિરની રચના કેવા પ્રકારની છે, શિલ્પીએ એમાં કેવા કેવા ભાવો કંડાર્યા છે કેવા કમળપુષ્પો, કેટલા પુષ્પ–ઝૂમખાં, કેટકેટલા અનોખા મધુછત્રો, ને દેવ—દેવીઓનાં નૃત્યસ્વરૂપો આલેખ્યા છે વગેરે વગેરે

—દેવો ને દેવીઓ જેના દાસ બનવાને અધીરા થઈ આ માનવભૂમિમાં ઊતરી આવે છે ને જેમની આગળ ઉલ્લાસભેર નૃત્ય કરે છે એ મહાન તીર્થંકરો કોણ હતા, એ કેવું જીવન જીવી ગયા, એમનો ઉપદેશ શું વગેરે.

—તીર્થની પ્રતિષ્ઠા કરનાર આચાર્ય કોણ હતા,

એમની મૂર્તિ ભરાવનાર, મંદિર બંધાવનાર ને મંદિર બાંધનારની કેવી ને કેટલી શ્રદ્ધાભકિત હતી?

આવા બધા પ્રશ્નોની પરંપરા તીર્થદર્શને જતા યાત્રીને હવે થાય જ છે. આવા ઘણા બધા પ્રશ્નોનો જવાબ આ પુસ્તકમાં આપવાનો અમે યથાશકય પ્રયાસ કર્યો છે.

એવી હકીકતો જાણ્યા પછી તીર્થનો વાસ્તવિક મહિમા શો છે એ આપણને સમજાય છે ને એમ પણ થાય છે કે, મંદિર બંધાવનાર અને બાંધનારની અનુપમ શ્રદ્ધા–ભકિત ને ત્યાગની આગળ આપણી શ્રદ્ધા કેવડી ને કેટલી એનું એ માપ કાઢે છે ને લઘુતા અનુભવે છે. કેટલીક વખત તો એવી લઘુતામાંથી જ ભાવના એવું વિરાટ રૂપ લઈ લે છે કે એનો બેડો પાર થઈ જાય છે, 'તારે એ તીર્થ'નું વાસ્તવિક ફળ પામી જાય છે.

બસ, તીર્થયાત્રાનું ફળ આવી શ્રદ્ધા–ભકિત ઉપાર્જન કરવાનું છે, એવી કોઈ ધન્ય પળ પામવાનું છે.

રાણકપુરનું મંદિર પોતે જ અનુપમ છે. અલબત્ત, કોરણીનું આભિજાત્ય અને વૈવિધ્ય તો આબુ, કુંભારિયાજી ને એનાં જેવાં બીજાં સ્થળોનાં મંદિરોમાં જોવાને મળે જ છે પણ રાણકપુરના મંદિરનો વિસ્તાર અને અણીશુદ્ધ રચના–બાંધણી એ જ એની વિશેષતા છે. એના બાંધનાર અને બંધાવનારમાં કેટકેટલી ધીરજ ને ચીવટ હશે એનો ખ્યાલ આવે છે ને આપણામાં

ધૈર્યનો સચાર થાય છે એનુ જાજરમાન શિલ્પસૌદર્ય જોઈને આપણામા તેજકિરણોનો પ્રકાશ લાગે છે, એનું ઉન્નત અને ગભીર સ્થાપત્ય જોઈને ઘડીભર તો આપણે અવાક્ બની જઈએ છીએ ને માત્ર 'અહો! અહો!!' ના શબ્દો સાથે એના પ્રવેશદ્વારમા મસ્તક ઝુકાવી દઈએ છીએ

મૂર્તિ ને મદિરના નિર્માતા ને તેના શિલ્પીની શ્રદ્ધાભકિતને શબ્દોથી શુ માપી શકાય? મને કહેવા દો કે, ટૂકી મર્યાદામાં તીર્થની સમગ્રતાનો ખ્યાલ આપવો એ મારા જેવા લેખકની શકિત બહારનુ કામ છે

આ પુસ્તકની વારવાર માગણી કરતા અનેક ભાવુકોએ મારા આ લેખનને વધાવી લઈ ઉત્સાહ આપ્યો છે એનો હુ આત્મસતોષ અનુભવું છુ, ને બીજા તીર્થોનાં આલેખનો માટે પ્રેરણા પામું છુ અવકાશે ભાવના આકાર લેશે એટલી માત્ર અત્યારે ખાતરી આપું છુ

અંબાલાલ પ્રેમચંદ શાહ

.I દ ભારતીય સસ્કૃતિ વિદ્યામંદિર,
વરગપુરા,
અમદાવાદ-૯.

# અનુક્રમ

# રાણકપુર

## ચિત્રસંપુટ





દરેક સ્તંભો એક એકથી જૂદા છે, તથા તે ઉત્તમ રીતે ગોઠવ્યા છે અને તેમના ઉપર ભિન્ન ભિન્ન ઊંચાઈના ઘૂમટો ગોઠવેલા છે આ બધા ઉપરથી મન ઉપર ઘણી સારી અસર થાય તેમ છે ખરેખર, આવી સારી અસર કરે એવું તથા સ્તંભોની સુંદર ગોઠવણી વિષે સૂચના કરે એવું હિંદુસ્તાનમા બીજું એક પણ દેવાલય નથી

—ફરગ્યુસન

(હિસ્ટ્રી ઑફ ઇંડિયન એન્ડ ઈસ્ટર્ન આર્કિટેકચર)



● ૧ શ્રી રાણકપુર ધરણવિહાર પ્રાસાદ   સન્મુખદર્શન



● ૨ ધરણવિહારની ભવ્યતાનો ખ્યાલ આપતું પાછળની ડુંગરમાળ સાથેનું વિહંગમ દૃશ્ય



● ૩ પહાડની એકાંત ગોદમાં, આકાશથી ઊતરી આવેલા દેવવિમાન જેવું ધરણવિહારનું દૂરથી ઝડપેલું દૃશ્ય



● ૪ ધરણવિહારને ભવ્યતા અર્પતા એકસરખા કળામય સ્તંભોની હારમાળાનું એક દૃશ્ય



• ૫ મેઘનાદ મડપની કલામય સ્તભાવલી



● ૬ સ્તંભોની જાડાઇ, તેમાંની સુંદર કોતરણી, મકરમુખથર, ચક્રોની હારમાળા, હંસથર વગેરેથી અંકિત **સ્તંભનો એક ભાગ**



● ૭ સંપૂર્ણ મંદિરનો ખ્યાલ આપતી દેરીમાં ભગવાનની પ્રશમરસનિમગ્ન
મૂર્તિની સામે દેવદેવીઓની ભાવનાભરી ભક્તિનું દૃશ્ય



● ૮ નર્તિકાના લાવણ્યભર્યાં અંગમરોડનું સુરેખ શિલ્પ



● ૯ કોઇ સ્વર્ગીય ગીતને પોતાના નૃત્ય અને મૃદંગ દ્વારા તાલ આપતી એક નર્તિકા



● ૧૦ મુખ્ય દેવી સમક્ષ નૃત્ય કરતી દેવીઓ અને તેની સામે ઉત્સુક વદને જોતા હંસથરનું દૃશ્ય
[ધરણવિહારની બહારની ભીંતમાં વચ્ચે આલેખેલી શિલ્પકૃતિ]



● ૧૧ રાણકપુરના શ્રી નેમિનાથ જિનાલયની ભીંતમાં કંડારેલા
દેવીઓના નર્તનપ્રકારો



● ૧૨ ધરણવિહારની બહારની ભીંતમાં વચ્ચે કોરેલું શિલ્પ
**નૃત્યના થોડા પ્રકારો દર્શાવતી દેવાંગનાઓ**



● ૧૩ ચરણુવિહારમા આવેલી એક કોરણીભરી જાળીનુ રેખાંકન



● ૧૪ દેવ-દેવીયુગલનું તાલબદ્ધ મયૂરનૃત્ય, ધરણવિહારના એક ઘૂમટની છતમાં આલેખેલી કૃતિ



● ૧૫ શ્રી પાર્શ્વનાથ ભગવાનનુ સહસ્રફણા શિલ્પ, આ શિલ્પમા કમઠનો ઉપસર્ગ અને ધરણેંદ્ર નાગ-નાગણીઓ સાથે પરસ્પર ગુંથાઈને ભગવાનને એક હજાર ફણાઓથી છત્ર ધારણ કર્યું છે તેનુ આબેહુબ શિલ્પ



• ૧૯ ધરણવિહારના એક ઘૂમટની છતમાં આલેખેલી એક અટપટી કલાકૃતિ જેમાં એક મુખને જુદી જુદી દિશાએથી જોતા ચાર આકૃતિઓનાં વિવિધ અંગમરોડનું દર્શન



● ૧૭ ધરણવિહારના મેઘનાદ મંડપના ઘૂમટની લોલકવાળી છતમાં નર્તકાઓના મોળ હૃદયગમ અભિનયો



● ૧૮ વરકાણા, શ્રી પાર્શ્વનાથ જિનાલયના ઉત્તરીય બલાનકના ઉપરના માળનો વિસ્તાર



● ૧૯ ધરણવિહારના મૂળપ્રાસાદનું ગગનચુંબી ભવ્ય શિખર



● ૨૦-૨૧ ખીચોખીચ કોરણી અને પૂતળીઓના અણારથી ભરપૂર ધરણવિહારનો મેઘનાદ મડપ તથા સ્તભો



● ૨૨ શ્રી પાર્શ્વનાથ જિનાલયના અપૂર્વ કોરણીથી ભર્યા શિખરનો મધ્ય ભાગ



● ૨૩ વરકાણા, શ્રી પાર્શ્વનાથ જિનાલયના મૂળ પ્રાસાદનુ ઉત્તુગતુંગ શિખર



● ૨૪ લોકહૃદયને પોતાના મંગલનાદથી જાગૃતિ આપતો ધરણવિહારનો ભવ્ય સુઘોષા-ઘંટ

# રા ણ ક પુ ર

## ( પચતીર્થી )







આ પુસ્તકમાંના કેટલાક ફોટા શિલ્પકલાના મર્મજ્ઞ શ્રી મધુસૂદન ઢાકીના સૌજન્યથી પ્રાપ્ત થયા છે તે બદલ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ

# રાજસ્થાન

## ( મારવાડ )

જેને અગાઉ ‘મારવાડ’ નામથી ઓળખતા હતા, તે પ્રદેશ આજે ‘રાજસ્થાન’ નામે પ્રસિદ્ધિ પામેલ છે એ મારવાડના પ્રદેશની ઉત્તરે બિકાનેર, ઉત્તર–પૂર્વમા જયપુરનુ શેખાવટી પરગણુ, પૂર્વમા મેવાડ રાજ્ય અને અજમેર–મેરવાડા જિલ્લો, દક્ષિણમા સિરોહી અને પાલનપુરના પ્રદેશો, પશ્ચિમમા કચ્છનુ રણ અને પાકિસ્તાનના સિધપ્રાતનો થરપારકર જિલ્લો તેમ જ ઉત્તર–પશ્ચિમમા જેસલમેરનો પ્રદેશ આવેલો છે

મારવાડનો પ્રદેશ રેતીલો અને અણઉપજાઉ છે અહી પાણીની ખૂબ તગી રહેતી હતી, પણ થોડા વર્ષો અગાઉ કેટલાક બધો અને નહેર થવાથી પાણીની સગવડ થઈ છે આ પ્રદેશમા પહાડ–પહાડીઓ પણ ઘણા છે અને માર્ગો ભાઠા તેમ જ કાટાથી છવાયેલા જોવાય છે

મારવાડ એ ‘મારુવાર’નો અપભ્રશ છે, જેને પ્રાચીન કાળમા લોકો ‘મરુસ્થાન’ કહેતા મરુસ્થાનનો વાસ્તવિક અર્થ મૃત્યુસ્થાન છે, જે રણના અર્થને ઉદ્દેશીને પ્રયોજાયો હોય એમ લાગે છે

વર્તમાન રાજસ્થાન (મારવાડ) રાજ્યનું રાજધાનીનું નગર જયપુર છે. તે પહેલાં જોધપુર હતું, જે રાઠોડ રાજપૂત રાજા જોધાજીએ વિ. સં. ૧૫૧૬માં વસાવ્યું છે. એ પહેલાં મારવાડની રાજધાની મંડોર નગરમાં હતી, જે ત્યાંથી ૫ માઈલ દૂર છે. મારવાડને લોકો 'જોધપુર રાજ્ય' પણ કહેતા.

મારવાડ પ્રદેશ ઉપર રાજ્ય કરનારા રાજવીઓ પ્રસિદ્ધ કનોજપતિ રાઠોડ જયચંદના વંશજો હોવાનું કહેવાય છે. ઈ. સ. ૧૧૯૪માં શાહબુદ્દીન ગોરીથી હારીને જયચંદ નાસતો-ભાગતો ગંગામાં ડૂબી ગયો તે પછી તેનો પૌત્ર સીહાજીરાવ ઈ. સ. ૧૨૧૨માં રાજપૂતાનામાં આવીને વસ્યો, જેણે મારવાડ રાજ્યનો પાયો નાંખ્યો. એ સમયથી એના વંશજો આ પ્રદેશ ઉપર રાજ્ય કરતા હતા.

મારવાડનાં અનેક રમણીય સ્થાનો દર્શનીય છે. મારવાડના મનુષ્યોની સ્થિતિનું એક કવિએ સાચું જ દર્શન કરાવ્યું છેઃ

"रम्याणि हर्म्याणि जिनेश्वराणां, श्रद्धालवो यत्र वसन्ति श्राद्धाः ।
मुद्रा घृतं तक्रमया च रब्बा, मरुस्थली सा न कथं प्रशस्या ? ॥"

## ગોડવાડ અને આસપાસના પ્રદેશમાં જૈનધર્મ

આ મારવાડ (રાજસ્થાન) પ્રદેશની દક્ષિણ-પૂર્વ સીમા પર વસેલા ગોડવાડ પરગણા ઉપર કુદરતે કૃપા વરસાવી હોય એમ જણાય છે. બીજાં પરગણાં કરતાં નદીઓ અને બંધ બાંધેલા હોવાથી ગોડવાડ પરગણું ઉપજાઉ છે. એનાં જંગલો ઝાડીઓથી ભરપૂર દીસે છે અને ખેતરોમાં દરેક જાતનું ધાન્ય

પાકે છે આજે આ ગોડવાડ રાજસ્થાનના જોધપુર વિભાગમા આવેલુ છે, પરતુ અગાઉ અહી મેવાડના ગણાઓનુ આધિપત્ય હતુ મેવાડના રાણાઓ સાથે જૈનોનો ઘનિષ્ટ સબધ હતો એવુ ઇતિહાસથી જાણવા મળે છે

જૈનધર્મ મારવાડના આ પ્રાતમા અપેક્ષાકૃત અધિક સપન્ન, ઉજ્જ્વળ, અને વસ્તીવાળો છે એ જ કારણે આ પ્રદેશમાં નાડોલ, નાડલાઈ, ઘાણેરાવ (મૂછાળા મહાવીર), વરકાણા, નાણા, દીયાણા, નાદિયા, હથુડી, બામણવાડ વગેરે ઘણા જૈન તીર્થસ્થળો આવેલા છે અને જીર્ણોદ્ધારથી આજ સુધી પોતાની પ્રાચીન સ્થિતિને જાળવી રહ્યા છે

પ્રાચીન કાળથી લઈને આજ સુધીના મળી આવતા એ મદિરોના શિલાલેખીય અને ગ્રથસ્થ પ્રમાણો અહીના જૈનોના સામર્થ્ય અને દાનશીલતાનો ઇતિહાસ બતાવી રહ્યા છે કેટલાક સમભાવી વિદ્વાનોએ એના ઉપર આછો પ્રકાશ પાડ્યો છે ખરો, પરતુ રાજસ્થાનના જૈનોનો ઇતિહાસ હજી લોકવિશ્રુત બન્યો નથી એટલુ જ નહિ, જૈનો પણ પોતાના પૂર્વજોના ઇતિહાસથી અજાણ છે અને તીર્થસ્થળો વિશે બહુ ઓછુ જાણે છે, એમ કહેવુ વધારે પડતુ નથી

આ દેશમા જૈનોએ ક્યારે પ્રવેશ કર્યો તેના અકાટ્ય પ્રમાણો મળતા નથી પરપરા પ્રમાણે તો ભગવાન મહાવીરના સમયથી અહીં જૈનોની વસ્તી હતી એમ જાણવા મળે છે, પરતુ ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો લગભગ સાતમા-આઠમા સૈકામા અહી જૈનોની વસ્તી વિપુલ હતી એવા નિર્બાધ પ્રમાણો મળે છે સાતમા-આઠમા સૈકામા જૈનોની પુષ્કળ વસ્તીથી શોભતા ભિન્નમાલ અને જાલોર જેવા નગરોમા જૈન મદિરો પોતાની વિજયપતાકા ફરકાવી રહ્યા હતા એવુ પ્રમાણ

'કુવલયમાલા'ની પ્રશસ્તિમાંથી ફલિત થાય છે. વસંતગઢથી પીંડવાડાના મંદિરમાં આવેલી સં. ૭૪૪ની જૈન ધાતુપ્રતિમા અને બીજી પ્રતિમાઓ પણ અહીંનાં જૈન મંદિરોની પૂર્વકાલીન સ્થિતિનું સૂચન આપી રહી છે.

આનું કારણ તો એ જ છે કે, એક કાળે અનેક પ્રભાવક જૈનાચાર્યો આ ભૂમિમાં વિહરતા હતા અને મોટા રાજવીઓને પણ પ્રતિબોધ પમાડતા હતા. તેમના ઉપદેશથી અહીંના ક્ષત્રિયો અને બ્રાહ્મણોએ મોટી સંખ્યામાં જૈનધર્મ સ્વીકારી લઈ જૈનત્વનો વિજયવાવટો ફરકાવ્યો હતો. ભિન્નમાલ (શ્રીમાલ) અને ઓસિયા એનાં કેન્દ્રસ્થળો હતાં, જેમાંથી શ્રીમાલ, પોરવાડ અને ઓશવાલ જેવી જ્ઞાતિઓનો જન્મ થયો હતો. એનો વિસ્તાર ધીમે ધીમે એટલો વધવા લાગ્યો કે, ગુજરાતના ચાવડા અને સોલંકી રાજાઓના સમયમાં તો એ જ્ઞાતિઓ ગુજરાત, મારવાડ, મેવાડ વગેરે પ્રદેશના ખૂણેખૂણામાં વ્યાપ્ત બની ગઈ.

દશમા–અગિયારમા સૈકા અને તે પછીના સમયનાં તો અનેક જૈન મંદિરો આજે પણ આ પ્રદેશમાં વિદ્યમાન છે, જેમાંથી પ્રાપ્ત થતા શિલાલેખોથી જણાય છે કે, રાજસ્થાનનો પ્રદેશ જૈનોથી સમૃદ્ધ હતો. અને તે તે સમયના રાજવીઓએ પણ જૈનધર્મ સ્વીકારી અથવા તે પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી જૈનોને પ્રતિષ્ઠા આપી હોય એમ લાગે છે. અનેક રાજવીઓએ જૈન મંદિરોના નિભાવ માટે જમીનો અને વેપાર પરના લાગાઓનાં દાનપત્રો આપ્યાં હતાં. જૈન મંદિરો બંધાવનારા અને પ્રતિમાઓ ભરાવનારા કેટલાયે મંત્રીઓ, ભાંડાગારિકો, દાણિકો, સાંધિવિગ્રહિકો આદિનાં શિલાલેખીય અને ગ્રંથસ્થ પ્રમાણોથી માલૂમ પડે છે કે, જૈનો પહેલાં રાજકીય ક્ષેત્રમાં પણ પૂરે-

પૂરો ભાગ લેતા હતા, અને આ પ્રદેશના આસડ, યશોવીર, ધનદ અને મડન જેવા મત્રીવીરોએ તો સાહિત્યના નિપુણ પડિતો તરીકે પણ પ્રસિદ્ધિ મેળવી હતી

આ રીતે જૈનોએ ગજકારણ, અર્થકારણ અને સમાજમા પોતાના સામર્થ્ય અને બુદ્ધિતેજના કિરણોનો પ્રખર તાપ ફેલાવી દીધો હતો જાણે એમના મધ્યાહ્નની ઝાખી કરાવતા આ પ્રદેશમા એક તરફ જૈનાચાર્યોએ સસ્કાર અને સાહિત્યની ધારાઓ વહેતી કરી ત્યા બીજી તરફથી જૈન ગૃહસ્થોએ સપત્તિનો સતત ધોધ વહેતો કર્યો હતો આમ સસ્કાર, સાહિત્ય અને સપત્તિના ત્રિવેણી સગમ પર જૈનોએ પોતાના ભક્તિ અને કળાપ્રેમથી જ્યા ત્યા દેવમદિરોની શિખરમાળાઓ ઊભી કરી દીધી પરિણામે જૈનોની ઓછી વસ્તીવાળુ ગામડુ પણ એકાદ જૈન મદિરથી નગરની શોભા ધારણ કરતુ હોય એમ લાગતુ

એક વેળા અહોનિશ ગુજતા અને સાત્ત્વિકતા તેમ જ સયમની સુવાસથી મહેકતા કેટલાક સ્થળો ઓસિયા, સાચોર, મડોર, બાડમેર, હથુડી, હમીરગઢ, સુડસ્થળ વગેરે પવિત્ર સસ્કારધામોમાથી તો આજે જાણે પ્રાણ ઊડી ગયા હોય અને અસ્થિપિજર જેવા છૂટાછવાયા ઈટો અને પથ્થરના ગજ ખડકાયા હોય એવી કરુણ સ્થિતિ ભાસે છે

જે ગામમા એક પણ જૈન મદિર હોય ત્યા એના પ્રમાણમા જૈનોની વસ્તી હોવી જોઈએ, પણ આજે તો કેટલાયે એવા ગામો જૈનોની વસ્તી વિનાના સૂના પડચા છે એવા ઉજ્જડ પ્રદેશમા મદિરોની સ્થિતિ દયાજનક હોય એમા નવાઈ નથી પરિણામે કેટલાક મદિરો કાળનો ઘસારો પામી ખડેર બન્યા છે, જ્યારે કેટલાક મદિરો જૈનેતરોએ થોડાક

ફેરફાર કરી પચાવી પાડ્યાં છે.

આ સ્થિતિ જૈનોના ભૌગોલિક પરિવર્તનને આભારી છે. વસ્તુતઃ રાજક્રાંતિઓ અને વેપાર–ધંધાની પ્રતિકૂલ સ્થિતિના કારણે જૈનોની વસ્તી એ પ્રદેશમાંથી ઘટવા માંડી અને કેટલાંક સ્થળો વેરાન બન્યાં, પરંતુ ભૂતકાળના એ સોનેરી સમયની ઝાંખી કરાવતાં મંદિરો તો આજે પણ જાણે સ્વર્ગીય દેવ-વિમાન પૃથ્વી પર ઊતરી આવ્યું હોય તેવાં એકલાં–અટૂલાં પ્રશાંતપણે ઊભાં છે અને કાળની ભરતી–ઓટનો મૂંગો ઉપદેશ આપી રહ્યાં છે. બુદ્ધિમાન માનવી એવા ઉપદેશને સાર્થક કરી લેવા પોતાની ચંચલ લક્ષ્મીનો ઉપયોગ એવાં ભગવદ્-મંદિરો પાછળ કરી લઈ લોકજીવનમાં પોતાનાં સ્થાયી અને સાચાં કીર્તિમંદિરનું સ્મારક બનાવી લે છે. આવાં મંદિરોની યાત્રા કરવાથી ભાવના પવિત્ર બનતી રહે અને એવાં મંદિરો રચવા રચાવવાનીપ્રેરણા મળે એ ખાતર જૈનાચાર્યોએ વારંવાર તીર્થયાત્રા કરવા પર ભાર મૂક્યો હોય એમ લાગે છે.

મારવાડ ( રાજસ્થાન )માં પ્રાચીન કાળનાં અનેક વિશાળ અને ઉન્નત જૈન મંદિરો આજે પણ વિદ્યમાન છે. સામાન્ય રીતે તીર્થંકરોની કલ્યાણક ભૂમિઓને તીર્થ તરીકે ઓળખાવવામાં આવેલી છે, પરંતુ કેટલીક વખત ભૂમિમાંથી સહસા નીકળી આવેલી પ્રાચીન કળાપૂર્ણ પ્રતિમાઓના કારણે નવાં મંદિરો રચાવા છતાં એને તીર્થનું ગૌરવ અપાય છે. આવાં સ્થાપનાતીર્થોની યાત્રા વેળા પણ એકાદ એવી અપૂર્વ ઘડી આવી જાય છે ત્યારે જીવન કૃતકૃત્ય બની જાય છે. આ કારણે અહીંની પંચતીર્થીરૂપ ગણાતાં યાત્રાધામોનો ઇતિહાસ જાણવો પ્રેરણાદાયી નીવડશે, કેમકે અતીતના ગૌરવમાં જ આપણા મહામૂલા સંસ્કારનો વારસો સાંપડે છે, એથી જ એવા પુનિત

ધામોનો ઇતિહાસ જાણીને યાત્રા કરવાથી આપણી સસ્કાર-સમૃદ્ધિ અને આધ્યાત્મિક ભાવના વિકસિત થાય છે અને વધુ ઉજ્જ્વલ બને છે એ અનુભૂત બીના છે અધ્યાત્મજીવી માનવોની પરપરામા જ જૈનધર્મના મૂળભૂત આદર્શો ગ્રથવાયા હોય એમ જણાય છે

[ આ પચતીર્થીમા મુખ્ય તીર્થ રાણકપુર છે યાત્રાળુઓએ રાણકપુર આવવા માટે પશ્ચિમી રેલ્વે( W R )ની નાની લાઈનમા આવેલા આબુ અને અજમેરની વચ્ચેના રાણી કે ફાલના સ્ટેશને ઊતરવુ ફાલનામા જૈન ધર્મશાળા અને જૈન મદિર છે ફાલનાથી ૧૬ માઈલ દૂર સાદડી સુધી મોટર-બસ જાય છે વચ્ચે ખુડાલા, બાલી, કોટ અને મુડારા ગામો આવે છે કોટ સિવાય બધા ગામોમા પ્રાચીન જૈન મદિરો છે એ ગામોને વટાવીને સાદડી મુકામે આવવુ પડે છે સાદડીથી ૬ માઈલ દૂર ભરચક ઝાડીવાળા પહાડી રસ્તે રાણકપુરનું તીર્થ આવેલુ છે સાદડીથી વાહનો મળી શકે છે ]

રાણકપુર જતા સાદડી આવનાર યાત્રાળુઓ, સાદડીનાં મદિરોના દર્શનના લાભ લઈ શકે એ ખાતર સાદડીની હકીકત અમે નોંધીએ છીએ

## સાદડી

રાજસ્થાન રાજ્યના ગોડવાડ પ્રાતમા ફાલના સ્ટેશનથી પૂર્વમા ૧૬ માઈલ દૂર સાદડી નામે કસબો મઘાઈ નદીના કિનારે આબાદ છે વ્યાપારી અગવડવાળા આ ગામમા અનુમાનત કુલ ૧૨૦૦૦ની વસ્તી છે તેમા શ્વેતાબર ઓશવાલ-પોરવાડના મળીને ૧૦૦૦ ઘરોમા ૪૦૦૦ જૈનોની વસ્તી છે,

જ્યારે સ્થાનકવાસીઓનાં ૨ ૦ ઘરો છે. ૬ ઉપાશ્રયો, ૨ ધર્મ-શાળાઓ, ૧ જૈન પાઠશાળા અને ૧ છાત્રાલય છે. અહીં કુલ ૫ જૈન મંદિરો છે

સાદડીનાં ૪, રાણકપુર તીર્થનાં ૩, રાજપુરનું ૧ અને સાદાનું ૧ એમ કુલ ૯ દેરાસરનો વહીવટ કરતી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી અહીં છે. એ પેઢીના વહીવટદારો મુનીમો વગેરે પ્રત્યેક યાત્રાળુને સારી સગવડ કરી આપે છે.

આ ગામમાં રાવળામાં મોટી ધર્મશાળા છે, તેની સાથે જૈન દેવળ છે. ધર્મશાળામાં વાસણ–ગોદડાંની બધી વ્યવસ્થા રહે છે. પાણી માટે રેંટ ગોઠવેલો કૂવો છે અને સાથે બગીચો છે.

૧. રાવલાની પાછળ આવેલું શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર સૌથી મોટું ચોવીશ જિનાલયવાળું છે. અહીં પાષાણની ૧૪૪ અને ધાતુની ૭૮ મૂર્તિઓ છે. મૂળ-નાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની બદામી વર્ણની ૧ હાથ ઊંચી પ્રતિમા છે. સં. ૧૨૨૮ની સાલનો લેખ છે. ભોંયરામાં ધાતુની પ્રાચીન પ્રતિમાઓ છે. સં. ૧૭૫૦માં આ મંદિરનો જીર્ણોદ્ધાર થયો છે. ચાલુ સાલે સં. ૨૦૨૧માં તે મંદિરનો સમગ્ર જીર્ણો-દ્ધાર થઈ રહ્યો છે. આ મંદિરનો વહીવટ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી કરે છે.

૨. મોટા દેરાસરની જોડે શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ઘર–દેરાસર છે. તેનો સં. ૧૭૫૦માં શ્રીસંઘે જીર્ણોદ્ધાર કરાવ્યો છે. આમાં પાષાણની ૩ પ્રતિમાઓ છે. આ મંદિરની સ્થિતિ સારી છે. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી એનો વહીવટ કરે છે.

૩. શ્રી. આત્માનંદ વિદ્યાલયની પાછળ શિખરબંધી શ્રી. આદીશ્વર ભગવાનનું મંદિર છે, જે સં. ૧૯૯૯ માં શેઠ ચંદન-

મલ પુખરાજજીએ બધાવ્યુ છે વહીવટ પણ તેમનો જ છે એ સિવાય તેની લગોલગ બીજા બે મદિરો છે આમ અહી ત્રણ મદિરો છે

૪ ગામથી આશરે ૧ ફર્લાગ દૂર ગણકપુર જવાના રસ્તાની ડાબી બાજુએ જૂની ધર્મશાળામા શ્રીચદ્રપ્રભ ભગવાનનુ શિખરબધી મદિર સ ૧૯૫૦મા બધાવેલુ છે મદિરની આજુબાજુએ ઊચો વડો બાધેલો છે છૂટા સ્તભો ઉપર ખુલ્લા મડપવાળુ આ મદિર મધ્યમ વિશાળતાવાળુ છે મૂળનાયકની મૂર્તિ ૨૯ આગળ ઊચી શ્વેતવર્ણી છે એક ગૃહસ્થયુગલની મૂર્તિ પણ વિદ્યમાન છે

આ મદિરની બાજુમા શેઠ મૂળચદ મનજીએ બધાવેલી ધર્મશાળા છે તેની પાસે એક હીરાવાવ અને ચોતરો પણ છે તે ચોતરો સાદડીવાળા શેઠ મૂળચદ છજમલજીએ બધાવ્યો છે શેઠ આણદજી કલ્યાણજીની પેઢી મદિર અને ધર્મશાળાનો વહીવટ કરે છે

૫ રાણકપુરના રસ્તા ઉપર ગામથી ૧ માઈલ દૂર શ્રીઆદીશ્વર ભગવાનનુ શિખરબધી મદિર છે તેનો સ ૧૭૫૦ મા જીર્ણોદ્ધાર થયો છે મદિરમા પાષાણની ૯ અને ધાતુની ૧ પ્રતિમા છે મદિરની સ્થિતિ સારી છે શેઠ આણદજી કલ્યાણજીની પેઢી વહીવટ કરે છે

[ સાદડીથી દક્ષિણ દિશામાં ૬ માઈલ દૂર રાણકપુર તીર્થમા જવા માટે પાકી સડક બાધવામા આવી છે નિયમિત મોટર બસો જાય છે એ માર્ગે જતા બને તરફ નાની નાની ટેકરીઓની હારમાળા છે વચ્ચે વચ્ચે ખેતરો અને ઝાડવાના ઝુડ નજરે પડે છે એક તરફ નદીનો પ્રવાહ દૂર-નજીક બનતો યાત્રીને સાથ આપે છે ૨ માઈલ લગભગનો રસ્તો વટાવીએ ત્યારે

જમણી તરફ વટવૃક્ષોની છાયામાં આવેલી 'હીરાવાવ' નામનું વિશ્રામ સ્થળ આવે છે. અહીં પરબ બેસાડેલી છે. ત્યાંથી એ જ માર્ગે ૨–૨॥ માઈલ આગળ આવતાં 'ચંદનવાવ' નામે પરબનું સ્થળ આવે છે. ત્યાંથી ૧॥ માઈલ દૂર રાણકપુર તીર્થના માર્ગે જતાં અંતે પથરાળી નદીના પ્રવાહ ઉપરથી પસાર થઈ ડાબી બાજુના સઘન વનને અને જમણી બાજુએ બાંધેલા તળાવના ભવ્ય બંધને નિહાળતો યાત્રી નદીપ્રવાહમાં સ્થાપેલી હગત (શક્તિ) માતાના સ્થાન પાસે આવી પહોંચે છે, ત્યાંથી રાણકપુર તીર્થના વિશાળ કંપાઉન્ડમાં રહેલાં ત્રણે મંદિરોનાં શિખરો નિહાળે છે. ]

# ૧. રાણકપુર

રાજસ્થાન રાજ્યના ગોડવાડ પ્રાંતના દેસૂરી જિલ્લામા સાદડીથી ૬ માઈલ દૂર પૂર્વ-દક્ષિણ દિશામા, મઘાઈ નામની વહેતી નદીના કિનારે 'રાણકપુર' નામે સ્થળ છે આ સ્થળ આડાવલા (અરવલ્લી)ની પશ્ચિમ બાજુની ખીણમા સઘન વન રાજિથી વીટાયેલુ છે (જૂઓ ચિત્ર ન ૪, ૫, ૨૫)

## તીર્થસ્થળ

રાણકપુર તીર્થ ક્યારે અને કેવી રીતે વસ્યુ એની વિગત એવી જાણવા મળે છે કે, ધરણાશાહ અને રત્નાશાહ નામના બે જૈન ભાઈઓ મેવાડના રાણાના રાજ્યમા અધિકારપદે હતા તેમા ધરણાશાહ તો રાજાના ખુદ મ ત્રીપદે હતા, તેમણે જૈન મ દિર બાધવા માટે મેવાડના રાણા પાસેથી જમીન ખરીદી ત્યારે એમને એ જમીન એવી શરતે આપવામા આવી કે, જૈન મ દિરની સાથોસાથ ગામ પણ વસાવવામા આવે અને તેનુ નામ રાણાના નામ ઉપરથી પાડવામા આવે આ ઉપરથી માદ્રી પર્વતની રમ્ય ઉપત્યકામા વસેલા 'માદડી' ગામની જે જમીન મ દિર માટે પસ દ કરવામા આવી તેને રાણાના નામ ઉપરથી 'રાણકપુર' નામ આપવામા આવ્યુ અને એ રીતે એ પ્રસિદ્ધિમા આવ્યુ

વસ્તુત મ દિરના ક પાઉ ડની આસપાસની જમીન જોતા

અહીં કોઈ વિશાળ ગામ વસ્યું હોય એમ લાગતું નથી. હા, ધરણવિહાર જેવા મોટા મંદિરનું કામ વર્ષો સુધી ચાલ્યું હોય અને તે સમયે શિલ્પીઓ, કારીગરો અને મજૂરોને જોઈતી વસ્તુઓ પૂરી પાડવા વેપારીઓ અહીં આવીને અસ્થાયી-રૂપે વસ્યા હોય, દુકાનો માંડી હોય એ બનવાજોગ છે. શ્રી. મેહ કવિએ ગમે તેમ પણ અત્યુક્તિભર્યું વર્ણન કર્યું હોય એમ લાગે છે.[1] ઉત્તર દિશાની સાંકડી જમીનમાં પડેલાં ખંડિયેરોને જોતાં પણ અહીં કોઈ ગામ વ્યવસ્થિત રીતે વસ્યું હોય એમ ન કહી શકાય, કેમકે મંદિરના કંપાઉંડની ચારે દિશામાં પહાડીઓ છે અને ઉત્તર તરફથી આવતી મઘાઈ નદી મંદિરના

૧. શ્રી.મેહ કવિએ સંવત ૧૪૯૯માં રચેલા 'राणिगपुर–चतुर्मुखप्रासाद–स्तवन'માં તેમણે પ્રત્યક્ષ જોયેલા આ ગામનું વર્ણન આ રીતે કર્યું છે. –

"રાણકપુર જોઈને અત્યંત ઉલ્લાસ અને સંતોષ થાય છે. આ નગર અણહિલપુર (પાટણ) જેવું છે તેનાં ગઢ, મંદિર અને પોળો અત્યંત સુંદર છે. વચ્ચે સરિતાનાં નીર વહે છે. કૂવા વાવ, વાડી, હાટ અને જિનમંદિર ઘણાં છે. તેમાં અઢાર વર્ણના લોક, લક્ષ્મીવંત વેપારીઓ અને પુણ્યશાળી માનવીઓ વસે છે. એ સૌમાં યશસ્વી દાનીશ્વર ધરણિંદ નામનો સંઘવી મુખ્ય છે. તે જિનમંદિરોનો ઉદ્ધારક છે. તેની પુણ્યાત્મા માતા કામલદે નામે છે. જે રત્નસિંહ અને ધરણિંદ નામના બે નરરત્નોને જન્મ આપી ધન્ય ! ધન્ય ! ! ગવાય છે."

આ વર્ણન ઉપરથી જણાય છે કે, પંદરમી સદીમાં આ રાણકપુર ઘણું સમૃદ્ધિશાળી અને આબાદ નગર હતું. એ સમયે જૈનોનાં ૨૭૦૦ જેટલાં ઘરો હતાં રાણકપુરના નિવાસીઓએ પણ અહીંનાં મંદિરોમાં મૂર્તિઓ ભરાવ્યાના શિલાલેખો આ મંદિરોમાંથી મળી આવે છે. આ વર્ણન રાણકપુરની નજીક આવેલા સાદડી ગામનું હોય તો તે કંઈક બંધબેસતું ગણાય.

ક પાઉ ડને અડીને જ પશ્ચિમ તરફ થઈ દક્ષિણ દિશામા વહે છે

વસ્તુત અહીં ત્રણ મ દિરો ઉપરાત બીજા મ દિરો હોય એમ જણાતુ નથી, એટલે ધરણવિહારના ચારે ખૂણાના ચાર મોટા ગભારા અને મુખ્ય ચૌમુખ મ દિરને ગણતા પાચ અથવા ત્રણ માળના મ દિરોને ગણતા ત્રણ અને બાકીના શ્રીનેમનાથ અને શ્રીપાર્શ્વનાથ ભગવાનના મ દિરો મળીને સાત અને પાચની સ ખ્યા તીર્થમાળાકારોએ ગણાવી હોય એમ લાગે છે [૨]

શ્રી મેહ કવિએ ઉલ્લેખેલી મઘાઈ નદી આજે પણ ઉત્તર-પશ્ચિમે પથરાયેલી છે, જે સદા વહ્યા કરે છે થોડે દૂર તળાવ છે તેનો પશ્ચિમ કિનારો મજબૂત બાધેલો છે, જેની દીવાલની પહોળાઈ લગભગ ૪૨ હાથની છે અને જમીનથી ૫૬ ફૂટ ઊ ચી છે તળાવમા બ ધની પાસે ૪૦ વામ ઊ ડુ પાણી હોય છે, જ્યારે વરસાદમા ૭૫ વામ જેટલુ વધે છે તળાવમાથી કાઢેલી નહેરોથી શિયાળુ અને ઉનાળુ પાક થાય છે સ ૧૯૫૬ ના દુકાળમા આ બ ધ બાધવામા આવ્યો છે

રાણકપુર તીર્થના કોટની બહાર સૂર્યનારાયણનુ મ દિર છે આ મ દિર મહારાણા કુ ભાએ બ ધાવ્યુ હતુ એમ કહેવાય છે મ દિરના શિખરમા ભાતભાતની કોરણી છે તેની બાજુમા મહાદેવનુ એક મ દિર છે, તેમા એક ભોયરુ પણ છે

મહાદેવના મ દિર પાસે ભેરવનુ સ્થાન છે અહીંના લોકો તેને 'ભાગરિયા ખેલોજી' કહે છે

---

૨ શ્રી મેહ કવિના કથન મુજબ તે સમયે અહી ૭ જૈન મ દિરો હતા ત્યાર પછી સ ૧૭૫૫મા શ્રી જ્ઞાનવિમલસૂરિએ રચેલી તીર્થમાળા માં (પૃ ૧૩૬) અને અઢારમા સૈકામા પ મહિમાએ રચેલી તીર્થમાળા માં (પૃ ૫૮) અહી ૫ જૈન મ દિરો હોવાનુ વર્ણન મળે છે જુઓ. 'પ્રાચીન તીર્થમાળા સ ગ્રહ'

આસપાસની પહાડીઓ અને સઘન ઝાડીઓથી આખુંયે જંગલ ભયંકર ભાસે છે. હિંસક પશુઓનો ભય પણ રહે છે. સંભવ છે કે, મેવાડના રાણાઓએ આ સ્થાનને વિપત્તિકાળમાં આશ્રયનું સ્થળ બનાવ્યું હોય. રાણકપુર તીર્થની દક્ષિણ તરફની એક પહાડી પર એક નાનો સરખો મહેલ બંધાવેલો નજરે ચડે છે. વળી, દક્ષિણ દિશા તરફના ભયંકર જંગલમાં થઈને મેવાડ તરફ જવાનો એક રસ્તો છે.

અહીંથી એક માર્ગ દેસૂરીની નાલનો છે. ઉત્તર દિશા તરફની પહાડીમાં રાણા કુંભાએ વસાવેલા કુંભલગઢનો પ્રસિદ્ધ કિલ્લો જોવાય છે.

રાણકપુર તીર્થનો કોટ :

તીર્થની ચારે તરફનો કોટ ૫૯ વીઘાના વિસ્તારવાળી જમીનને ઘેરી વળેલો છે. એ કોટમાં ઊભેલાં મકાનો—ધર્મશાળાઓ, મંદિરો અને તે અંગે રહેતા મુનીમ, પૂજારીઓ અને પહેરેગીરો વગેરેને રહેવાનાં મકાનો સિવાય અહીં બીજાં મકાનો કે વસ્તી નથી.

મંદિરના કંપાઉંડમાં પ્રવેશ કરતાં મઘાઈ નદીના પૂલ ઉપર થઈને જવાય છે. નદીને જોતાં જ શ્રી. મેહ કવિની કાવ્યપંક્તિઓનું સ્મરણ થઈ આવે છે.—

"નિરમલ નીર વહઈ વીચ ગંગે,
પાપ પખાલ સુઅંગે"

સાચે જ, નદીનાં વહેતાં ગંગા જેવાં નિર્મળાં નીરમાં પાપ ધોઈ નાખી પવિત્ર થઈને પ્રભુના તીર્થ–મંદિરમાં જવા માટે યાત્રી દરવાજામાં જાણે પ્રવેશ કરે છે.

લોખંડી ભવ્ય દરવાજામાં પ્રવેશ કરતાં જમણા હાથ

તરફ એક સુંદર જળકુંડ આવે છે તેના ઉપર કેટલાક દેવી દેવતાની મૂર્તિઓ પધરાવેલી છે. પાસે બે નાની સરખી દેરીઓ છે અહીં શિવ અને પાર્વતીની એક કળામય આરસ મૂર્તિ આપણી નજરે ચડે છે

ડાબા હાથ તરફ ભોજનશાળાનું મકાન છે, જે સાદડી-વાળા શેઠ પન્નાલાલ પૂનમચંદજીએ બંધાવેલું છે તેની પાસે જ સં ૧૯૯૯મા સાદડીવાળા શેઠ ન્યાલચંદ નથમલજીએ એક સુંદર ધર્મશાળા બંધાવી છે તેની સામે એટલે માર્ગની જમણી બાજુએ કૂવો છે અને તેની પાસે જ અમદાવાદનિવાસી શેઠ જમનાભાઈ ભગુભાઈના ધર્મપત્ની માણેકબેન શેઠાણીએ સં ૧૯૯૮મા બંધાવેલી આધુનિક સગવડવાળી ધર્મશાળા છે

આ ધર્મશાળાથી દક્ષિણ દિશામા લગભગ ૨૦૦ ગજ છેટે શ્રી નેમનાથ ભગવાનનું મંદિર છે આ મંદિરની નજીકમા પરંતુ કોટની બહાર અગાઉ કહેલું સૂર્યનારાયણનું મંદિર વિદ્યમાન છે

શેઠાણી માણેકબેને બંધાવેલી ધર્મશાળાની પૂર્વ દિશામા જૂની ધર્મશાળાના માર્ગે જતા વચ્ચે શ્રી પાર્શ્વનાથ ભગવાનનું મંદિર આવે છે આ મંદિરથી લગભગ ૭૫ ગજ છેટે વિશાળ વંડાથી ઘેરાયેલી જૂની ધર્મશાળા છે તેના ભવ્ય દરવાજામા પ્રવેશ કરતા વચ્ચે મોટું ચોગાન છે એક તરફ કૂવો અને સ્નાનાગાર છે અને ચારે દિશામા બાંધેલી ધર્મ-શાળાની ૪૧ ઓરડીઓ છે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનું કાર્યાલય અહીં જ છે, જે યાત્રીઓ માટે વાસણ-ગોદડા તેમ જ ભોજનાલય વગેરેની બધી સગવડ પૂરી પાડે છે ધર્મશાળાની દક્ષિણ દિશામા એક મકાન નવું બાંધેલું છે, જે ઉપાશ્રય તરીકે સાધુ-સાધ્વીઓ માટે ઉપયોગમા લેવાય

છે. આ જૂની ધર્મશાળા સં. ૧૯૦૮માં અમદાવાદનિવાસી શેઠ હઠીસિંહ કેસરીસિંહનાં ધર્મપત્ની શેઠાણી હરકુંવરબાઈએ બંધાવી છે.

આ જૂની ધર્મશાળાને અડીને જ ધરણવિહારનું વિશાળ મંદિર આવેલું છે. એ મંદિરની સામે નગારખાનાનું બે માળનું મકાન છે અને તેની પાસે નાનો બગીચો છે. નગારખાનાની દક્ષિણ દિશામાં સામે એક કૂવો પણ છે.

અત્યારે અહીં જે ત્રણ જૈન મંદિરો વિદ્યમાન છે, તેમાંનું પ્રથમ તીર્થંકર શ્રીઆદીશ્વર ભગવાનનું ચૌમુખ મંદિર, જેને ધરણવિહાર કહેવામાં આવે છે, તે મુખ્ય છે. ગોડવાડની મોટી પંચતીર્થીમાં જેટલાં પ્રાચીન જૈન મંદિરો છે, તેમાં સૌથી મોટું, કીમતી અને શિલ્પની દૃષ્ટિએ અનુપમ આ મંદિર છે. આ મંદિર કોણે ક્યારે બંધાવ્યું અને મંદિરનો આકાર તેમજ શિલ્પપ્રકાર કેવો છે એ જાણવાથી એનો મહિમા સમજી શકાશે. શ્રી. - ષભદાસ કવિએ તો આ તીર્થનું માહાત્મ્ય ગાતાં કહ્યું છે કે—

"ગઢ આબુ નવિ ફરસિયો, ન સુણ્યો હીરનો રાસ;
રાણકપુર નર નવિ ગયો, ત્રિણ્યે ગર્ભાવાસ."[1]

ખરેખર, આબુ અને રાણકપુર તીર્થની યાત્રા જેણે કરી નથી, એનું જીવતર નકામું છે, એવી લોકવાણીનું કથન એ તીર્થોનાં વર્ણન વાંચ્યા–સાંભળ્યા પછી અને સાક્ષાત્ દર્શન કર્યા પછી યથાર્થ લાગે છે.

---

૧. "આનંદકાવ્ય મહોદધિ" હીરવિજયસૂરિરાસ. પૃષ્ઠ ૯૨. પ્રકા૦ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડ, સુરત.

'રાણિગપુર શ્રીધરણવિહાર'

ધનકુબેર ધરણાશાહે રાણકપુરમા શિલ્પકલાના અત્યુત્તમ નમૂના સમાન 'ધરણવિહાર પ્રાસાદ' બધાવ્યો છે એને 'ત્રૈલોકયદીપકપ્રાસાદ, ત્રિભુવનવિહાર, નલિનીગુલ્મવિમાન અને ચતુર્મુખપ્રાસાદ' એવા બીજા નામોથી પણ ઓળખવામા આવે છે

આ મદિર આડાવલાની છેક પશ્ચિમી તળેટીમા અનેક પ્રકારની વનરાજિ વચ્ચે ઝીણી નકશીથી સુશોભિત વિમાનસમું દેખાય છે પાચસો વર્ષથી ધરણાશાહની કીર્તિગાથા સભળાવતુ ઉન્નતશીલ અને પોતાની શિલ્પકળાની સૌદર્યસુગધ પ્રસરાવતુ આ અટ્ટલુ ત્રૈલોકયદીપક મદિર, જાણે કાળ અને આક્રમણો સામે અડગપણે ઊભેલુ હોય એમ લાગે છે

મદિરની રચના.

આ ધરણવિહાર મદિર ૪૮૦૦૦ ચોરસ ફીટના વિસ્તારમાં આવેલુ છે મદિરની ઊચાઈના પ્રમાણમા જગતી–ભોયતળિયાની ઊચાઈ અને વિસ્તાર, ચારે દિશામા એકસરખા પગથિયા, પ્રતોલીઓ (શૃગારચોકીઓ), તે ઉપરના મડપો, દરવાજાઓ–બધુ માપસર એકસરખુ નજરે પડે છે અદરની બાજુએ ચારે દિશાના ચાર દરવાજાયુક્ત મુખ્ય મદિર, તેના ચાર સભા મડપો, ચાર વિશાળ મેઘનાદ મડપો, તેના તોરણોયુક્ત ઊચા સ્તભો, મુખ્ય મદિરના ચારે ખૂણામા બબ્બે મડપોયુક્ત ચાર શિખરબધી દેરાસર, ભમતીની શિખરબદ્ધ દેવકુલિકાઓ, વચ્ચે વચ્ચે ચારે તરફના એકસરખા મોટા ગભારા, ઉપર બે માળ અને શિખરબધી રચનાવાળુ આ મદિર છે

આખુયે મદિર સેવાડી તેમજ સોનાણાના પથ્થરથી બાધવામા આવ્યુ છે મદિરની મનોહર બાધણી, મજબૂત

ઘાટ, અને પાયાનું ઊંડાણ કેવું હશે એનો ખ્યાલ આવે છે. શ્રી. મેહ કવિ કહે છે કે, આ મંદિરનો પાયો સાત માથોડાં છે.[1] આ ઉપરથી આમાં કેટલું ખરચ થયું હશે અને કેટલી મહેનત–મજૂરી લાગી હશે અને કેટલો સમય વીત્યો હશે એની કલ્પના થઈ આવે છે.

મંદિરમાં ૧૪૪૪ સ્તંભોની રચના કરેલી છે. તેમાં ચારે દિશાના મેઘનાદ મંડપોના સ્તંભો તો ૪૦ ફૂટથીયે વધુ ઊંચા અને પ્રત્યેક કોરણીયુક્ત છે. આ મંડપો સિવાયના બીજા સ્તંભો સાદા છે. મંદિરમાં સ્તંભોની રચના એવી કુશળતાથી સમાંતર કરેલી છે કે ગમે તે સ્થળે ઊભા રહી સામેની દિશામાં બિરાજમાન પ્રભુમૂર્તિનાં દર્શન કરતાં કોઈ સ્તંભનું નડતર થતું નથી.

મુખ્ય મંદિર અને ખૂણાના ચાર ગભારાઓનાં મળીને ૫ મોટાં શિખરો, ૨૪ મંડપો, ૮૪ દેરીઓ, ૨ ભોંયરાં, મુખ્ય મંદિર ઉપર બંને માળમાં ચાર દરવાજાયુક્ત ચૌમુખ પ્રતિમાઓ વગેરેની એકસરખી રચના આ મંદિરમાં કરેલી છે. આવું સુસંબદ્ધ રચનાવાળું વિશાળ અને ભવ્ય મંદિર જોતાં ગમે તેવો માનવી આશ્ચર્યમુગ્ધ બની જાય છે.

જોકે મંદિરમાં પ્રવેશવા માટે ચારે દિશાના દરવાજાથી જઈ શકાય છે, પરંતુ પશ્ચિમ તરફનું દ્વાર જ ખુલ્લું રાખવામાં આવે છે.

પશ્ચિમ તરફનાં વીશ–પચીશ પગથિયાં વટાવી શૃંગારચોકીની ઉપરની છતમાં નજર કરીએ તો કેટલાંક ઘટનાચિત્રો –ભાવો કોરેલા નજરે પડે છે. એ ભાવો, મારી ઉપલક નજરે

---

૧. 'વાત પાયઉ રોપવિઉ સાત.'

જોતા, રામાયણ અને મહાભારતના પ્રસગોના હોય એમ લાગે છે, પરતુ એને બરાબર જોઈએ તો જ એ ભાવોનો સ્પષ્ટ ખ્યાલ આવી શકે

શૃગારચોકીના દરવાજામા પ્રવેશ કરતા ડાબા અને જમણા હાથ તરફ લાબા ભોયરા છે, જેમા તીર્થંકર મૂર્તિઓ મ ઘરી રાખેલી છે ત્યાથી આગળ જતા લગભગ દશેક પગથિયા વટાવીએ તો આપણે ચૌમુખ મ દિરની સામેનો બીજો સભામ ડપ, જેને 'મેઘનાદ મ ડપ' કહે છે, ત્યા આવીએ છીએ મ ડપના ઊ ચા અને વિવિધ કોરણીયુક્ત સ્ત ભો ઉપરની ગુમ્મજાકાર છતની ગોળાકાર પટ્ટીમા વિવિધ ભાવો સુદર રીતે આલેખ્યા છે

આ બીજા મ ડપથી ચાર–પાચ પગથિયા ચડતા પ્રભુ સમ્મુખના પ્રથમ રગમ ડપમા અવાય છે

આ જ પ્રમાણે જેવી પશ્ચિમ દિશામા રચના છે તેવી જ બીજી ત્રણે દિશામા આશ્ચર્યકારક એકસરખી રચના છે

મૂળનાયક

મૂળ મ દિરમા ચારે દિશામા સ્થાપન કરેલી ભગવાન ઋષભદેવની ૬ ફૂટ ઊ ચી મનોહર ૪ મૂર્તિઓ બિરાજમાન છે પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશાની મૂર્તિઓ ઉપર સ ૧૪૯૮ ના ફાગણ વદિ પના લેખો કોતરેલા છે, જ્યારે માત્ર ઉત્તર દિશાની મૂર્તિ ઉપર સ ૧૬૭૯ના વેશાખ સુદિ ૧૧ ને બુધવારનો લેખ છે, જેમા રાણા કર્ણસિહના રાજ્યમાં શ્રી વિજયદેવસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠા થયાનુ લખ્યુ છે આ ઉપરથી અનુમાન થાય છે કે, ચારે મૂર્તિઓની શ્રી. સોમસુદરસૂરિએ એક જ સમયે પ્રતિષ્ઠા કરી હશે, પરતુ તે પછી ઉપર્યુક્ત મૂર્તિને કોઈ કારણસર બદલવી પડી હશે વળી, ચારે મૂર્તિઓ

સપરિકર છે, પરંતુ એનાં પરિકરો ખંડિત થતાં તેને કાઢી નાખી સં. ૨૦૦૯ની પ્રતિષ્ઠા વખતે નવાં પરિકરો બનાવી ગોઠવ્યાં છે.

મૂળ ગભારામાં ઉપર્યુક્ત ચૌમુખજી સિવાય બીજી ૧૮ પાષાણ મૂર્તિઓ છે અને ધાતુની ૨ પંચતીર્થીઓ છે. આ મૂર્તિઓ પૈકી એક પાષાણ મૂર્તિને 'ગૌતમસ્વામીની મૂર્તિ' તરીકે ઓળખાવાય છે. તેમની પાસે ઓઘો નથી, પરંતુ એક હાથમાં મુહપત્તિ અને બીજા હાથમાં નવકારવાળી છે. મૂર્તિ ઉપર લેખ નથી. શ્રી. અંબિકાદેવીની એક મૂર્તિ પણ છે.

મૂળ મંદિરને ચારે બાજુએ ચાર વિશાળ મંડપો છે. તેના મુખ્ય મંડપો અને રંગમંડપો જુદા જુદા છે. મુખ્ય મંડપમાંથી રંગમંડપમાં જવા માટે નાળ મૂકેલી છે. નાળની બહાર એક ખુલ્લી કમાન છે અને ઊંચે એક નાળમંડપ છે.

મૂળ મંદિરનાં ૪ દ્વારો ઉપર ખૂણામાં ઉપરાઉપરી બબ્બે દેરાસરો છે. આ દેરાસરો પૈકી વાયવ્ય ખૂણાના દેરાસરને 'કર્ણ-પ્રથમ મહાધર ચૈત્ય', અગ્નિખૂણાના દેરાસરને 'કર્ણપ્રથમ (દ્વિતીય) મહાધર ચૈત્ય,' ઈશાન ખૂણાના દેરાસરને 'સ્તંભનકાવતાર ચૈત્ય' અને નૈઋર્ત્ય ખૂણાના દેરાસરને 'અરિઘાત ચતુર્થ મહાધર ચૈત્ય' એવાં નામો શિલાલેખોમાં આપ્યાં છે. ચારે દિશાનાં આ ચાર મંદિરો જુદી જુદી વ્યક્તિઓએ બનાવ્યાં છે. તેમાં સં. ૧૫૦૭, સં. ૧૫૦૭, સં. ૧૫૦૭ અને સં. ૧૫૦૩ ના લેખો છે. આ દેરાસરોના રંગમંડપો અને મુખમંડપો દરેકને જુદા જુદા છે. આ રીતે બધા મળીને કુલ ૨૪ મંડપો ઘૂમટવાળા છે.

**મંદિરની કળા-કારીગરી :**

મૂળ ગભારાની બહાર મૂળનાયકની સમ્મુખ આરસ પાષાણના એક જ પથ્થરમાંથી આરપાર કોરીને અધ્ધર ગોઠવેલાં

તોરણો તો આબુની શિલ્પકળાની યાદ અપાવે એવા મનોહર છે પહેલા અહીં ૧૨૮ તોરણો હતા હવે માત્ર ચાર જ બચ્યા છે (જુઓ ચિત્ર ન ૮) તેમા આગળના અને પાછળના ભાગમા સાત-સાત મળીને કુલ ૧૪ જિનપ્રતિમાઓ ઉત્કીર્ણ છે આવા જ બીજા ૨ તોરણો છે, તેમા પણ એ જ પ્રકારે જિનપ્રતિમાઓ અકિત હોવાથી કુલ ૪૨ મૂર્તિઓ ગણાય છે આ તોરણોને મારવાડમા 'બદનવાર' નામે ઓળખે છે પ્રથમના તોરણના ઉપરના ભાગમા ડાબી બાજુએ સુદર ભાવ ઉત્કીર્ણ છે, જેમા તીર્થ કરની માતા શયનાવસ્થામા ૧૪ સ્વપ્ન નિહાળી રહ્યા હોય એવુ આલેખન પથ્થરમા ઉત્કીર્ણ છે

સભામડપના ઘૂમટમા ગોળાકારે ૧૬ વિદ્યાદેવીઓ અને વચ્ચે કળાભર્યુ વેલબુટ્ટાનુ સુશોભન આલેખ્યુ છે, જે આબુ-દેલવાડા અને કુભારિયાજીના મદિરની આબેહૂબ નકલ સ્વરૂપ જણાય છે (જૂઓ ચિત્ર ન ૮, ૨૦, ૨૧)

મદિરની છતમા અને થાભલાઓમા વૈવિધ્યભર્યુ શિલ્પ લાવણ્ય તો આખને આજી દે તેવુ ઊભરાય છે. એક જ મસ્તકમા જોડાયેલી ૫ પૂતળીઓ (જૂઓ ચિત્ર ન ૨૩) કમલપત્રની બારીક નકશી, કળામય ઝુમ્મરો, વેલબુટ્ટા, જાળીઓ વગેરે આકૃતિઓ શિલ્પકળાના અજોડ નમૂના સમાન છે (જૂઓ : ચિત્ર ન ૧૧, ૧૩)

ભાવો

મદિરમા પ્રવેશ કરતા જે ઘૂમટ આવે છે તેમાં એક સ્થળે આચાર્ય મહારાજ બેઠેલા છે અને તેમની પાછળ ૩ સાધુઓ હાથમા ઓઘો રાખીને ઊભા હોય એવો ભાવ કોરેલો છે પશ્ચિમ તરફના મેઘનાદ મડપમા પ્રવેશ કરતા ડાબા હાથના એક સ્તભમા બરાબર પ્રભુની સમ્મુખ ધરણાશાહ

અને સ્થપતિ દેપાની નાની આકૃતિઓ કોતરેલી છે.

બીજા ઘૂમટમાં શ્રીનેમિનાથ ભગવાનના પંચકલ્યાણકનો ભાવ દર્શાવ્યો છે. એક તરફ શ્રીકૃષ્ણનો મહેલ, શ્રીનેમિનાથ ભગવાનની જાન, લગ્નની ચોરી, પશુઓનું પાંજરું, પશુઓને છોડી મૂકવાં અને રથને પાછા વાળવાનું આખુંયે ઘટનાદૃશ્ય ઉત્કીર્ણ છે. એક તરફ એક ગોવાળિયો લાકડીના ટેકે ઊભો રહેલો છે, તેની પાસે પશુઓ ચરી રહ્યાં છે અને એક તરફ છાશ વલોવતી સ્ત્રીઓનું દૃશ્ય ઉપસાવ્યું છે. બીજા એક-ખૂણામાં સમવસરણનો ભાવ આલેખ્યો છે. આ સિવાય બીજાં કેટલાંયે ઘટનાદૃશ્યો જોવાલાયક છે.

બીજા કેટલાયે ભાવો અહીં ઉત્કીર્ણ છે પણ માત્ર નમૂના પૂરતા બે–ત્રણ ભાવોનું વર્ણન કર્યું છે.

મંડપ, ઘૂમટો ને સ્તંભો :

પશ્ચિમ તરફના સભામંડપના એક થાંભલા ઉપર સં. ૧૬૧૧ના વૈશાખ સુદિ ૧૩નો લેખ છે, જેમાં ઉસમાનપુરના રહેવાસી શ્રેષ્ઠી ખેતાએ 'મેઘનાદ' નામનો મંડપ કરાવ્યાનો ઉલ્લેખ છે.

ચાર ખૂણાના મંદિરો ઉપર ૪ ઘૂમટો છે, જે ૪૨૦ સ્તંભો ઉપર રહેલા છે. દરેક ચાર સમૂહની મધ્યના ઘૂમટો ત્રણ માળ સુધી ઊંચા છે અને એ જ સમૂહના બીજા ઘૂમટોથી ઊંચે જાય છે. આવા મધ્યના ઘૂમટોમાંનો એક જે મુખ્ય દ્વારની સામે છે તેને અંદર અને ઉપર એમ બેવડા ઘૂમટો છે, જેનો આધાર ૧૬ સ્તંભો ઉપર રહેલો છે.

રાણકસ્તંભ :

પૂર્વ અને પશ્ચિમ દ્વારની પ્રતોલી–શૃંગારચોકીના મંડપમાં મૂળ મંદિરના પ્રભુની બરાબર સમ્મુખ ગજારૂઢ માતા

મરુદેવીની પ્રતિમા છે દક્ષિણ દ્વારની પ્રતોલી ઉપરના મડપમા એક વેદિકા ઉપર એક ગૃહસ્થમૂર્તિ છે તેના ઉપર સ ૧૭૨૩નો લેખ છે ઉત્તર દ્વારની પ્રતોલી ઉપરના મડપમા સહસ્રકૂટ સ્તભની અપૂર્ણ રચના છે, જેને 'રાણક સ્તભ' પણ કહે છે આની અપૂર્ણ રચના વિશે એવી દતકથા પ્રચલિત છે કે, રાણા કુભાએ ધરણાશાહનુ અનુકરણ કરવા માટે આ સ્તભ બનાવવાની શરૂઆત કરેલી પરતુ એવો ન બની શક્યો, પરિણામે એ સ્તભ અધૂરો જ રહી ગયો આ સ્તભની વચ્ચે વચ્ચેની નાની પટ્ટી ઉપર લાબા લેખો છે, જે સોળમી શતાબ્દીના છે અને ભિન્ન ભિન્ન વ્યક્તિઓના છે

દેવકુલિકાઓ ને લેખો

ચારે બાજુએ ફરતી ૮૦ દેવકુલિકાઓ પૈકી ૭૬ તો એકસરખી નાની અને શિખરબધી છે આમાથી ચાર દેવકુલિકાઓ મોટી છે અને દરેકની આગળ એકેક રગમડપ છે ચાર દિશામા રહેલા ચાર મહાધર પ્રાસાદ દેરાસરોને ગણતા કુલ ૮૪ દેવકુલિકાઓ છે તેની આગળના ભાગમા વૈવિધ્યભરી મનોહર કોરણી કરેલી છે દેરીઓ ઉપરના લેખોથી જણાય છે કે, ધરણાશાહ પછી જુદી જુદી વ્યક્તિઓએ મળીને દેરીઓ બનાવી છે, એ વિશે થોડીક વિગત આ પ્રમાણે છે —

પશ્ચિમ દરવાજાની ડાબી બાજુની દેરી ન ૨ ઉપર સ ૧૫૧૧ના માગશર વદિ ૧૩ને સોમવારનો લેખ છે, જેમા સત્યપુર (સાચોર)ના રહીશ ઓશવાલજ્ઞાતીય ભાઈઓએ મળીને દેરી કરાવી એમ લખ્યુ છે

દેરી ન ૫ ઉપર સ ૧૫૧૧ની સાલનો લેખ છે, તેમા સુડાગવાસી મહાપુત્ર ગજાએ દેવકુલિકા કરાવી એમ જણાવ્યુ છે

દેરી ન ૬ ઝીબલીપાવાસી શા દેપાએ દેવકુલિકા કરાવી

દેરી નં. ૭ ઉપર માલવીય ઉસારિયા ગામવાસી દેપા હરિયાએ દેવકુલિકા કરાવ્યાનો લેખ છે.

દેરી નં. ૮ માલવીય પીંપલિયાવાસી દેપા પાલ્હણસીએ દેરી કરાવ્યાની હકીકત લેખમાં છે.

દેરી નં. ૧૦ રાણકપુરના જ વાસી નયણાના પુત્રો લીણા, વેલણ માવંબાલ (?) વગેરેએ દેરી કરાવી એવો લેખ છે.

દેરી નં. ૧૧ સિરોહીવાસી સં. વઘા ભાર્યા વજૂ, તેમનો પુત્ર સં. મહિરાજ, નીના, ભાદા, ભાદાના પુત્ર ભાખર અને ગુણરાજે દેરી કરાવી એમ લેખમાં જણાવ્યું છે.

દેરી નં. ૧૨માં આસા અને તેની ભાર્યા આસલદેએ આ દેરી કરાવી.

દેરી નં. ૧૩માં સં. ૧૫૪૮માં વાસ્તનાગર (?) સં. મના, તેની ભાર્યા રોલી, તેમના પુત્ર જેરાપાલ, તેની ભાર્યા જાલ્હણદેએ આ દેરી બનાવી.

આ ૧૩મી દેરીના ઓટલા ઉપરના લેખમાં જણાવ્યું છે કે, સારંગપુરવાસી સં. જયતા અને પાતાએ દેરી બનાવી.

દેરી નં. ૧૪મીના ઓટલાના લેખમાં જણાવ્યું છે કે, સાંબોસણવાસી શા. સાર્દૂલે દેરી કરાવી.

દેરી નં. ૧૫મીના દરવાજા પાસેના લેખમાં જણાવ્યું છે કે, સં. ૧૫૧૬ના વૈશાખ વદિ ૧ ના રોજ કુંભલમેર અને દેલવાડાના રહેવાસીઓ—પોરવાડ વ્યવ૦ ભાદા અને તેની પત્ની સોમીના પુત્ર કર્માએ તેમજ વ્યવ૦ ધના, અને તેની પત્ની બાબીના પુત્ર મેહાએ તેમની પત્ની લાછી અને ઊદી, તેમના પુત્રો મેઘા, શિવા, જગમાલ વગેરેની સાથે રાણકપુરના ચતુર્મુખપ્રાસાદમાં શ્રી. નમિનાથ ભગવાનની પ્રતિમાયુક્ત દેરી

બનાવી અને તેની શ્રી રત્નશેખરસૂરિએ પ્રતિષ્ઠા કરી

આમ દેરીઓના દરવાજામા અને તેના ઓટલા ઉપર મોટા ભાગે લેખો કોતરાયેલા વાચવામા આવે છે અહી તો આટલા નમૂના પૂરતા બતાવ્યા છે બધીયે દેરીઓ સોળમા સૈકામા બધાઈ ચૂકી હતી એમ એ લેખોથી જણાય છે

મુખ્ય ગભારા પાસે આવેલી સીડીની પાછળ સ ૧૬૬૨ ના ચૈત્ર વદિ ૧૧ને ગુરુવારનો લેખ છે, તેમા બાલીનિવાસી પોરવાડ શેઠ હીરાના પુત્ર-પૌત્રોએ ૩૫ દેરીઓ કરાવ્યાનો અને તે માટે શ્રી સુમતિસુદરસૂરિએ તેમને આશીર્વાદ આપ્યાનો ઉલ્લેખ છે

વિવિધ તીર્થના અવતારોની રચના .

ભમતીમા દક્ષિણ દિશાના દરવાજા ઉપર જમણી તથા ડાબી બાજુએ નદીશ્વરદ્વીપના પટ્ટ ગોઠવેલા છે આ પટ્ટ સ ૧૫૫૧ના વૈશાખ સુદિ ૮ના દિવસે સગ્રામ સોનીએ બનાવ ગવ્યાનો મોટો લેખ દેરીના દરવાજાની પાસે છે આ મડપમા એક જ શિલામા કોરેલી ત્રણ કાઉસગ્ગિયા મૂર્તિઓ મનોહર છે

મુખ્ય ચૌમુખ મદિરની ઉત્તર દિશામા પાચસો વર્ષથી ઊભેલુ રાયણવૃક્ષ અને તેની નીચે શ્રીઆદીશ્વર ભગવાનના પગલાની કળામય દેરી છે, જે શત્રુજયનુ સ્મરણ અપાવી રહી છે

ઉત્તર-પશ્ચિમમા આવેલા દેરાસરો પૈકી એકમા શ્રીસમેત-શિખરની કોરણીવાળી રચના છે તેના ઉપર સ ૧૫૩૨ નો લેખ છે

સામેના બીજા મદિરમા અષ્ટાપદની અધૂરી રચના છે, તેના દરવાજામા સ ૧૫૩૨ ના ચૈત્ર સુદિ ૧૩ નો લેખ છે

બે મોટી શિલાઓ ઉપર કોરેલી અને ચત્રાકારે ગોઠવેલી

નંદીશ્વરની રચના, સમેતશિખરવાળા દેરાસરની ભીંતના લાંબા-પહોળા પથ્થર ઉપર કોરેલા શત્રુંજય અને ગિરનારના પટો, ડાબી બાજુએ નાલમંડપમાં સહસ્રકૂટની સુંદર રચના–વગેરે આકૃતિઓની કોરણી બેનમૂન છે.

કળામય શિલ્પ :

ઉત્તર તરફના નાલમંડપ પાસે ખૂણાના દેરાસરની ભીંતમાં એક મોટી શિલા ઉપર સહસ્રફણા પાર્શ્વનાથ ભગવાનનું આંટી ગૂંથ્યા જેવું શિલ્પ તો સૌ કોઈ ને દિઙ્મૂઢ બનાવે એવું છે. એ શિલ્પમાં શ્રીપાર્શ્વનાથની મૂર્તિ નાગેન્દ્રની પીઠ ઉપર કાયોત્સર્ગપૂર્વક ધ્યાનમાં ઊભેલી છે અને એ જ નાગેન્દ્રે બીજું નાગ-નાગિણીઓ સાથે આંટા લગાવી ગૂંથેલું ૧૦૦૮ ફણાનું છત્ર ધારણ કરી રાખ્યું છે. નાગ અને નાગિણીઓએ પોતાની સમગ્ર શક્તિ જાણે કામે લગાડી હોય તેવું આ શિલ્પ એવી ખૂબીથી ઉપજાવી કાઢ્યું છે કે સામાન્ય નજરે એ કોયડારૂપ બની રહે. આ કૃતિમાં શિલ્પીએ પોતાના ઉત્કૃષ્ટ કલા–કૌશલનો પરિચય કરાવ્યો છે. આવી માન–સામંજસ્યમાં અજોડ કૃતિઓ ભાગ્યે જ બીજેથી જડી આવે. કહેવાય છે કે; આ શિલા બીજેથી લાવવામાં આવી છે. તેના ઉપર સં. ૧૯૦૩ નો લેખ છે, આ શિલા ત્રણ સ્થળેથી ભાંગેલી છે, જેને ચૂનાથી સાંધી દીધી છે. ( જૂઓ ચિત્ર નં. ૧૮ )

ભૂમિગૃહ :

કહેવાય છે કે, આ મંદિરમાં અગાઉ ૮૪ ભોંયરાં હતાં. લગભગ ૧૮ મા સૈકાના શ્રી.જ્ઞાનવિમલસૂરિના કથન મુજબ તેમાં ૯ ભોંયરાં વિદ્યમાન હતાં. આજે પણ ૯ ભોંયરાં મોજુદ છે. ધરણાશાહે અગમચેતી વાપરીને એ ભોંયરાઓમાં મૂર્તિઓ અને દ્રવ્ય ભરી રાખ્યું હતું. મુસ્લિમ કાળમાં આ મંદિરની

મૂર્તિઓ નાશ પામી ત્યારે ભ ડારેલી મૂર્તિઓની સ્થાપના કર વામા આવી હતી

સ ૨૦૦૯ની સાલમા પ્રતિષ્ઠા થઈ ત્યારે ત્રણે મ દિરોના ભોયરાઓમા જે અખ ડિત મૂર્તિઓ હતી તે બધીને ધરણ-વિહારના પશ્ચિમ ભાગમા પેસતા જમણા અને ડાબા હાથ તરફના ભોયરામા લાવી ક્રમસર ગોઠવી મૂકી છે, તે બધી મૂર્તિઓના લેખો તપાસતા તે ૧૫મા સૈકાથી લઈને ૧૮મા સૈકા સુધીના માલૂમ વાચવામા આવ્યા છે

પ્રતિમાલેખો .

સ ૧૪૯૬ પહેલાનો કોઈ શિલાલેખ કે મૂર્તિલેખ માગ જોવામા આવ્યો નથી મોટી ૮ મૂર્તિઓ, ૪ મોટા કાઉસગ્ગિયા છે, જે ૨૮ ઇચ ઊ ચા અને મનોહર છે અને સ ૧૫૫૧ ના મહા વદિ ૨ ના દિવસે માડવગઢવાસી સ ગ્રામ સોનીએ ભરાવ્યા છે, તેની અ જનશલાકા શ્રી ઉદયસાગરસૂરિએ કરી છે બીજી કેટલીક નાની પ્રતિમાઓ પણ છે

ઉત્તર દિશાના દેરાસરમા પાઘડી, ખેસ અને ક ઠમા મોતીનો હાર વગેરે વસ્ત્રાભૂષણોથી સજ્જ અને હાથમા માળા સાથેની પદ્માસનસ્થ મૂર્તિ ધરણાશેઠની હોવાનુ કહેવાય છે પર તુ એ મૂર્તિ ધરણાશાહની લાગતી નથી મૂર્તિ ઉપર લેપ કરેલો છે અને મૂર્તિનુ નાક જરા ખ ડિત થયુ છે લેખ નથી

બીજો માળ

બીજા માળમા પણ ચૌમુખ પ્રતિમાઓ વિરાજમાન છે તેમા પશ્ચિમ દિશાના મૂળનાયક શ્રી આદીશ્વર ભગવાનની પલાઠી નીચે સ ૧૫૦૭નો લેખ છે બાકીની ત્રણે બાજુએ ક્રમશ સ ૧૫૦૭, સ ૧૫૦૮ અને સ ૧૫૦૯ના લેખો છે બધી પ્રતિમાઓની પ્રતિષ્ઠા શ્રી રત્નશેખરસૂરિએ કરેલી છે આ

દેરાસર પણ ચાર દરવાજાવાળું છે.

બીજા માળમાં પણ પહેલા માળની જેમ ચારે ખૂણે ૪ દેરાસર બાંધવાની શરૂઆત કરેલી જોવાય છે. ૨ મંદિરો અધૂરાં બનેલાં છે, જ્યારે ૨ મંદિરોનાં કામની શરૂઆત કરેલી લાગે છે. અધૂરાં મંદિરો પૈકી એકમાં ચૌમુખજી વિરાજમાન છે. અહીં ૮ થાંભલા છે. તે પ્રત્યેક થાંભલામાં ૯ જિન-પ્રતિમાઓ ઉત્કીર્ણ છે. એ રીતે ૮ થાંભલામાં મળીને કુલ ૭૨ જિનપ્રતિમાઓ છે. સંભવતઃ ભૂત, ભવિષ્ય અને વર્તમાન ચોવીશીની આ સ્થાપના હશે.

**ત્રીજો માળઃ**

ત્રીજા માળમાં પણ ચૌમુખ પ્રતિમાઓ વિરાજમાન છે. તેમાં શ્રીસંભવનાથ, આદિનાથ વગેરે તીર્થંકરોની મળીને ૪ મૂર્તિઓ છે. દક્ષિણ દિશાના મૂલનાયક ઉપર સં. ૧૫૦૯નો લેખ છે. આ દેરાસરને પણ ચાર દરવાજા છે.

મૂળનાયક ભગવાનના મંદિરના શિખરમાં ચારે બાજુએ પૂતળીઓ અને વચમાં કાઉસગ્ગિયા, ભૈરવજી, અંબાદેવી વગેરેનાં સ્વરૂપો દર્શાવ્યાં છે. શિખર ૧૦૧ ફૂટ ઊંચું છે.

ઉપરના માળો અને ઘૂમટોમાં ફરતાં નીચે ઊતરવાનો માર્ગ શોધવો પડે એવી માળની રચના કરેલી છે.

આ રીતે માળોની રચના, થાંભલાની ગોઠવણી, બહારથી નજરે પડતી વાંકીચૂકી જમીન ઉપરની દેરીઓની એકસરખી રચના—આ બધું શિલ્પીની અસાધારણ કળાકુશળતા બતાવી આપે છે. મંદિરનું સ્થાપત્ય જ એવા પ્રકારનું છે કે, જ્યાં જુઓ ત્યાં એકસરખી દેરીઓ, દેરાસર, થાંભલા, ઘૂમટો અને મૂર્તિઓને જોઈને ભુલાવામાં પડી જવાય.

આવા કળામય મદિરની સમગ્ર રચના પાછળ દાનવીર અને કળાવીરના મુક્ત હસ્તનુ અનુપમ અર્પણ નજરે ચડે છે અને આ મદિર કરતાયે તેમની ભાવનાનુ વિરાટ દર્શન કરાવે છે બનેની અમાપ ભક્તિ, શક્તિ અને ઔદાર્ય ભાવનાથી સર્જાયેલી ત્રિવેણીમા આપણે એક વાર તો એવા લીન બની જઈએ કે એના વર્ણન માટે વાચા જ ન સ્ફુરે

## અભિપ્રાય

સમર્થ શિલ્પમીમાસક સર ફર્ગ્યુસન પોતાની ઢબે સાચુ કહે છે કે—

"આ દેવાલયનુ ભોયતળિયુ ઊચુ હોવાને લીધે તથા મુખ્ય ઘૂમટોની વધારે ઊચાઈને લીધે એક મહાન જૈન દેવાલયનો બરાબર દેખાવ આપે છે કારણ કે, બીજા જૂના દેવાલયોમા બહારના ભાગ ઉપર કોતરકામનો અભાવ હોય છે આ દેવાલયમા ઘણા અને નાના ભાગો પાડેલા છે, તેથી શિલ્પવિદ્યાની ખરી શોભા તેમા દેખાઈ આવે તેમ નથી, પરતુ દરેક સ્તભો એકબીજાથી જુદા છે, તેમજ ઉત્તમ રીતે ગોઠવેલા છે અને તેમના ઉપર ભિન્ન ભિન્ન ઊચાઈના ઘૂમટો ગોઠવેલા છે, આ બધાય ઉપરથી મન ઉપર ઘણી સારી અસર ઉપજે છે આવી સારી અસર કરે તેવુ તથા સ્તભોની સુદર ગોઠવણીનો ખ્યાલ આપે એવુ હિદુસ્તાનમા બીજુ એકે દેવાલય નથી ’

## મદિરનો આરભ ને પ્રતિષ્ઠા

આ ધરણવિહાર મદિરની જમીન સ. ૧૪૩૧ મા ગણા મોકલના સમયે ખરીદવામા આવેલી એવુ એક તામ્રપત્ર

હોવાનું જાણવામાં આવ્યું છે.[1] અને પં. શીલવિજયજીના કથન મુજબ આ મંદિરનો પાયો સં. ૧૪૪૬ માં નાખવામાં આવ્યો અને મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૪૯૮ના ફાગણ વદિ ૫ના દિવસે બૃહત્તપાગચ્છીય શ્રી. સોમસુંદરસૂરિના હસ્તકમલથી કરવામાં આવી. એ સમયે ધરણાશાહે ભારે ઉત્સવ કર્યો હતો.

## જિનપ્રતિમાસંખ્યા :

| | | |
|---|---|---|
| ૧. ધરણવિહાર–ચૌમુખ મંદિર | | |
| મૂળનાયક ચૌમુખજીના મૂળ ગભારામાં— | ૨૨ | પ્રતિમા |
| ભમતીની એકસરખી ૭૬ દેરીઓમાં — | ૨૧૭ | ” |
| શ્રી આદીશ્વરના મંડપમાં— | ૪ | ” |
| મોટા મહાવીરસ્વામીના મંડપમાં— | ૬ | ” |
| શ્રીઅષ્ટાપદજીના મંડપમાં— | ૬ | ” |
| ઇશાનખૂણાના દેરાસરમાં— | ૨ | ” |
| અગ્નિખૂણાના ” — | ૨ | ” |
| નૈઋત્યખૂણાના ” — | ૨ | ” |

૧ આ તામ્રપત્રની નકલ રાણકપુર-સાદડીનાં મંદિરોનો વહીવટ કરતી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના મુનિમ સ્વ. શ્રી હરગોવિંદદાસ પાસેથી જેવી મળી તે આ પ્રકારે છે:—

“ साध श्री महाराणाजी श्री मोकलसींगजीके दत्त परस्त शाहीयेना परवाला नगम सादडीरा सीमसु कर धरती बीगा ५१ अखरे एकावन नाम शीम शुद्धा श्री राणकपुरजीरे मंदिर वंदावा सार कर दीयो. गमवचन मंदरका नाम वच बदाखा दरसु पर धरती ७ अखरे सात श्री राणकपुरजीरा बाग सार कर दीधो से कुशीथी कराव्जो जीणरा ते बापतरा कर दीदो अणरो के वेसल करशी जीणे एकलिंगनाथ पुगशे. संमत १४२१ कारतकराल सुदि १३ दसगत पांचोली चुणपादका । ”

| | | |
|---|---|---|
| વાયવ્યખૂણાના ,, — | ૨ | ,, |
| ઉપર નિસરણી પાસેના મંદિરમાં— | ૬ | ,, |
| ઉપર બીજે માળે— | ૪ | ,, |
| ઉપર ત્રીજે માળે— | ૪ | ,, |
| ઉપર મોક્ષ બારીના દેરાસરમાં— | ૪ | ,, |
| ભોયરાઓમાં લગભગ— | ૧૭૦ | ,, |
| ૨ શ્રીપાર્શ્વનાથના મંદિરમાં— | ૨૮ | ,, |
| ૩ શ્રીનેમિનાથના મંદિરમાં— | ૨૧ | ,, |

મંદિરનિર્માતા ધરણાશાહ

આ 'ત્રિભુવનદીપક' દેવમહાલયના નિર્માતા ધરણાશાહ પોરવાડ હતા તેમના પિતાનું નામ કુરપાલ અને માતાનું નામ કામલદે હતું તેમની પત્નીનું નામ ધારલદે હતું તેમને જાજ્ઞા અને જાવડ નામે બે પુત્રો હતા તેમના મોટા ભાઈનું નામ રત્નાશાહ અને તેમની પત્નીનું નામ રત્નાદે હતું તેમને લાખા, મના, સોના અને સાલિગ–એમ ચાર પુત્રો હતા તેઓ સિરોહી રાજ્યના નાદિયા ગામના વતની હતા

દંતકથા એવી છે કે, એક વખત માડવગઢના મુસ્લિમ બાદશાહનો પુત્ર ગજનીખાં પોતાના પિતાથી રીસાઈને રાજ-પૂતાનામાં થઈને જતો હતો તેને આ બંને ભાઈઓએ સમજાવીને પોતાના પિતાની રાજધાનીમાં મોકલ્યો આથી શહેનશાહ બહુ ખુશ થયો અને અને તે બંને ભાઈઓને તેડાવી પોતાના દરબારમાં રાખ્યા પરંતુ થોડા સમય પછી ગામના ગપગોળાથી કાચા કાનના બાદશાહે તેમને અટકમાં લીધા તેઓ જુદી જુદી જાતના ૮૪ સિક્કાઓનો દંડ ભર્યા પછી મુક્ત થયા અને પોતાના મુલકમાં પાછા ફર્યા, પરંતુ તેમને તેમના વતન નાદિયામાં રહેવું યોગ્ય ન લાગ્યું આથી તેઓ રાણકપુરની

દક્ષિણે આવેલા પાલગઢમાં જઈ ને વસ્યા.

ધરણાશાહ ખૂબ બુદ્ધિશાળી મુત્સદ્દી હતા. તેમની કીર્તિ સાંભળીને મેવાડના રાણાએ (સંભવતઃ રાણા મોકલ અને તે પછી રાણા કુંભાએ પણ) તેમને પોતાની રાજસભામાં સન્માન આપ્યું હતું. એટલું જ નહિ, તેમને મંત્રીપદે સ્થાપ્યા હોય એમ પણ મનાય છે. થોડા સમયમાં જ પોતાની કુશળતાથી એણે ખૂબ દ્રવ્ય એકઠું કર્યું. સં. ૧૭૪૬માં શ્રીશીલવિજયજીએ રચેલી તીર્થમાલાના ઉલ્લેખ પ્રમાણે સં. ૧૪૪૬માં શ્રીસોમસુંદર-સૂરિના ઉપદેશથી એ પ્રભાવિત થયા અને તેમની બુદ્ધિનો પ્રવાહ ધાર્મિકતા તરફ વળ્યો. તેમને પોતાની લક્ષ્મીની ચંચળતાનો અનુભવ થયેલો હતો તેથી તેને સાર્થક કરી લેવા પાછળથી તેઓ માદડીમાં જઈ વસ્યા અને તેની નજીકમાં એક મંદિર બંધાવવા માટે એકાંતમાં આવેલી સુંદર ભૂમિની પસંદગી કરી સં. ૧૪૩૧માં જમીન ખરીદી, જે પાછળથી 'રાણકપુર' નામે પ્રસિદ્ધિ પામી, એ વિશે અગાઉ કહેવાઈ ગયું છે.

એ જ તીર્થમાલામાં[1] ધરણા શેઠ માટે ખાસ ધ્યાન ખેંચે એવી હકીકત મળે છે, એનો સાર એ છે કે—"શ્રીધરણા શેઠે બત્રીશ વર્ષના ભરયૌવનમાં શત્રુંજય પર આવેલા બત્રીશ સંઘો વચ્ચે સંઘતિલક કરાવી ઈંદ્રમાળ લઈ ચોથું બ્રહ્મચર્ય-વ્રત ઉચ્ચર્યું હતું. આ રીતે તેમણે યૌવન અને સંપત્તિને સાર્થક કરી ઉત્તમ ધર્મકાર્યો કર્યાં હતાં.

એક રાત્રે સ્વપ્નમાં ધરણાશાહે બારમા દેવલોકનું 'નલિનીગુલ્મ વિમાન જોયું. એમને ભાવના થઈ આવી કે, 'આવી રચનાવાળું દેવાલય જો ભૂમંડલ ઉપર મારાથી બને

૧. 'પ્રાચીન તીર્થમાલાસંગ્રહ'; પૃ. ૧૦૬ : કડી : ૭.

તો ખરી પ્રભાવના કરી કહેવાય અને સ્વ-પરના કલ્યાણનુ કારણ બને ' કોઈ પણ રીતે આ મનોરથને પાર પાડવાનો સ કલ્પ કરીને તેઓ કુલદેવીની આરાધના કરવા લાગ્યા

સ કલ્પ પ્રમાણે પચાસેક મોટા સોમપુરા શિલ્પીઓને બોલાવ્યા અને તેમની આગળ પોતાનો મનોરથ વ્યક્ત કર્યો સ્વપ્નમા જોયેલા વિમાનના આકારની તેમને વાત કરી અને સિદ્ધપુરના ચતુર્મુખપ્રાસાદ(રાજવિહાર)ની ખૂબ પ્રશ સા કરતા જણાવ્યુ કે–" મારે પણ અહી એના જેવુ જ દેવળ મોટા મ ડાણે બ ધાવવુ છે, એ મુજબના નકશાઓ દોરી લાવો "

કોણ જાણે કેમ, ધરણાશાહની આર્થિક સ્થિતિ અને તેમના મનોરથ વચ્ચે મોટો તફાવત હોવાનુ શિલ્પીઓના મનમા વસી ગયુ હતું આથી શેઠની તેમણે ધારેલી સ્થિતિ અનુસાર તેઓ નકશા દોરી લાવ્યા, પણ કોઈના નકશાઓ તેમને ન રુચ્યા

છેવટે મુડારા ગામના રહેવાસી દેપા નામના શિલ્પીએ દોરેલો નકશો તેમને ગમી ગયો મોટા મોટા શિલ્પીઓ પણ એ જોઈને આશ્ચર્યચકિત થઈ ગયા દેપો અર્ધસ ન્યાસી જેવો હતો અને એ સમયમા ગાડા જેવો ગણાતો બીજા શિલ્પીઓની પ્રેરણાથી દેપાએ શેઠની સ્થિતિ જાણી લેવા પાયા માટે સાત પ્રકારની ધાતુઓ, કસ્તૂરી અને બહુમૂલ્ય વસ્તુઓ મ ગાવી ધરણાશાહે તે બધી વસ્તુઓ માગતાવે ત હાજર કરી આ જોઈ સૌને ધરણાશાહની ભાવના અને સ્થિતિની વાસ્તવિક પ્રતીતિ થઈ આવી

મ દિરનો પાયો ન ખાયો ત્યારે શિલ્પીઓને કબ ધ પહેરાવી તેમણે ખુશ કર્યા બધા કારીગરો અને મજૂરોની જરૂરિયાતો પૂરી પાડી સગવડો કરી આપી અને જોતજોતામા

ધરણાશાહ ક્યારે સ્વર્ગવાસી થયા એ વિશે ક્યાંયથી કંઈ જાણી શકાતું નથી, પરંતુ તેમનો સં. ૧૫૦૭નો પ્રતિમાલેખ મંદિરમાંથી મળી આવે છે, એટલે તેઓ ત્યાં સુધી હયાત હોય એમ તો જણાય છે; પરંતુ તેમની અંતિમ ઘડીઓમાં, એમ કહેવાય છે કે, તેમના મોટાભાઈ રતનાશાહે તેમની અભિલાષાને બનતી શક્તિએ પૂર્ણ કરવાનું વચન આપ્યું હતું અને તે મુજબ પાછળનાં આઠ–દશ વર્ષ સુધી રતનાશાહે મંડપોમાં જે કામકાજ કરાવ્યું તે ધરણાશાહ કરતાંયે વધુ કળામય બને એવી દૃષ્ટિ તેમણે રાખી હતી.

એક શિલાલેખથી જણાય છે કે, અહીં શ્રી હીરવિજયસૂરિના ઉપદેશથી જીર્ણોદ્ધાર અને પૂર્વ દિશા તરફનો 'મેઘનાદ' મંડપ નવેસર થયો હતો. દેવકુલિકાના મૂળનાયકોની જુદા જુદા શ્રાવકોએ પ્રતિષ્ઠા કરાવ્યાની હકીકત પણ શિલાલેખોમાંથી મળી આવે છે.

## બીજું મંદિર

મુખ્ય મંદિર–ધરણવિહારથી લગભગ ૭૫ ગજ દૂર પશ્ચિમ દિશામાં શ્રી પાર્શ્વનાથ ભગવાનનું ઉત્તર દ્વારનું શિખરબંધી મનોહર મંદિર છે. તેમાં મૂળગભારામાં મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાનની શ્વેતવર્ણી પ્રતિમા ૨॥ ફૂટ ઊંચી છે. સભામંડપમાં બંને બાજુએ પ્રભુમૂર્તિઓ બિરાજમાન છે. મંદિરમાં કુલ ૨૮ પાષાણની મૂર્તિઓ છે. આ પૈકી રંગમંડપમાં રહેલી લેખ વિનાની દશમા–અગિયારમા સૈકાની એક મૂર્તિ રાણકપુરનાં બધાં મંદિરોમાં કળાની દૃષ્ટિએ સર્વશ્રેષ્ઠ છે. મંદિરમાં ભોંયરું છે, તેમાં કેટલીક મૂર્તિઓ સંઘરી રાખેલી છે.

આ દેવળનો મંડોવર કોઈ કુશળ શિલ્પીએ નિરાંતની

વેળાએ કર્યો હોય એમ લાગે છે મ ડોવરમા કોતરેલા સ્વરૂપોનુ નર્તન, અ ગમરોડ, હાવભાવ તો ભારતની પ્રાચીન નૃત્યકળાનો હૂબહૂ ચિતાર રજૂ કરે છે ભિટ્ટમા ત્રણે બાજુએ ૧–૧॥ ફૂટની પહોળી પટ્ટીમા કામશાસ્ત્રીય ચોરાસી આસનોમાથી કેટલાક આમનો કોતર્યા છે આ નગ્ન પૂતળીઓને જોઈને કેટલાક વિદ્વાનો જુદા જુદા અભિપ્રાયો આપવા દોરવાયા છે કેટલાક વિદ્વાનો આ મળ ગ પટ્ટીના ચિત્રો જોઈને કહે છે કે, એ શ્રી નેમિનાથ ભગવાનની જાનના વરઘોડાનુ દૃશ્ય છે, ત્યારે કેટલાક યુગલિક મનુષ્યોની પ્રાકૃતિક અવસ્થાનુ દૃશ્ય હોવાનુ કહે છે કેટલાક એને શ્રી સ્થૂલભદ્ર મુનિ કોશા વેશ્યાની ચિત્ર-શાળામા ચતુર્માસ રહેલા એ વેળા કોશાએ બતાવેલા નાટયા-ભિયનુ આલેખન છે એમ બનાવે છે

કહે છે કે, આ મ દિર ધરણા શેઠના મુનિમે બ ધાવ્યુ છે.

જ્યારે ‘ કેટલીક ઘટનાઓનો સમયનિર્દેશ ” નામના એક પ્રાચીન પત્રમા આવી નોધ મળે છે

“ निणर पाखतो देवल १ सोमल पोरवाड करायो। तिणमे नागी पुतली छे। ”१

આ હકીકતથી જણાય છે કે, સોમલ નામના પોરવાડે આ મ દિર બ ધાવ્યુ શુ આ સોમલ પોરવાડ ધરણાશાહનો મુનિમ તો નહિ હોય ને? જોકે આમા સમયનિર્દેશ કર્યો નથી, પરતુ મ દિરના સ્થાપત્ય ઉપરથી જણાય છે કે ધરણ-વિહાર બ ધાયો તેની આસપાસના સમયમા આ મ દિર બ ધાયુ હોવુ જોઈએ

આ મ દિર પાસે બગીચો, અરટ–વાવડી છે, જે કારખાનાને તાબે છે મ દિરને બે તરફ કોટ બાધેલો છે

---

૧ “ જૈન સત્ય પ્રકાશ ” વર્ષ ૭, અ ક ૫, પૃષ્ઠ ૩૨૧

કહે છે કે, "ચતુર્મુખપ્રાસાદ[1] ઉપર બાવન કર્મસ્થાય–કારીગરોનાં પૂતળાં–મૂકવામાં આવ્યાં છે. તેમાં હમેશાં ભૂંગલ–ભેરી આદિ વાજિંત્રો તાલબદ્ધ વાગતાં હોય એમ જણાય છે. ચારે દરવાજે ચાર બિંબો પધરાવેલાં છે.

"પશ્ચિમ દિશાના દરવાજે અત્યંત સુંદર મંડપ છે. ત્યાં હમેશાં નાટક–ઓચ્છવ થયા કરે છે. ઉત્તર દિશાના દ્વારે શ્રી-સંઘ અને ભોજક–ભાટ બેસીને કલરવ–કોલાહલ કર્યા કરે છે. પૂર્વ દિશાના દ્વાર સામે રહેલા ઊંચા વિંધ્યગિરિની ભીંત છે, તે તરફ લોકોનો વાસ છે. તેથી પ્રભાતે ઊઠીને તેઓ આદિનાથને પ્રણામ કરીને પૂજા–સેવા કરે છે. દક્ષિણ દિશાનું દ્વાર અત્યંત વિશાળ છે અને તે તરફ પૌષધશાળા છે, ત્યાં ગુણભંડાર ગુરુવરો સિદ્ધાંતોનું અધ્યયન કરે છે, જેમાં તપાગચ્છાધિરાજ શ્રી સોમસુંદરસૂરિ વિરાજે છે.

"શત્રુંજય અને ગિરનારની જેમ વિંધ્યાચળની તળેટીમાં વસેલા રાણકપુરના ધરણવિહારને જોઈને મનુષ્યે જન્મ સફળ કરવો જોઈએ. ચૌમુખ ઉપર ૪ શિખર અને ત્રણ ભૂમિકાનાં મળીને ૧૨ શિખરોવાળા સ્થાનમાં મૂળનાયકો બિરાજે છે. ત્રણ ભુવનને પ્રકાશતા અને ત્રણે ભુવનના (જ્ઞાન) દાતા હોવાથી તેનું નામ "ત્રિભુવનવિહાર" પડ્યું છે. તેના ઝળહળતા તેજોમય સુવર્ણના દંડ–કળશ જોતાં તો તે ત્રણે ભુવનને મોહ પમાડે તેવાં છે.

"દેવચ્છંદો, સાત મંદિરમાં ચાર જિનેશ્વરો, વીશ વિરહમાન અને ચોવીશ જિનનાં બાવન મળીને ૭૨ જિનાલયો ત્યાં છે. એને ફરતાં ચારે બાજુએ જિનબિંબોનો પાર નથી." કવિ ઉત્પ્રેક્ષા કરતાં કહે છે કે, "જાણે નંદીશ્વરનો અવતાર

૧. રાણકપુર–ચતુર્મુખપ્રાસાદ–સ્તવન, ૧૪ થી ૨૩

જ ધરણવિહારરૂપે થયો ન હોય!

"વિવિધ પ્રકારની અપાર પૂતળીઓ અને ઝીણા કોતરકામથી આ મંદિર આબુના બીજા અવતાર સમુ લાગે છે. તોરણો અને થાભલા તો એટલા બધા છે કે તે ગણી શકાય તેમ નથી"

કવિ પ્રશસાની પરાકાષ્ઠાએ પહોચી કહી દે છે કે, "આનુ વર્ણન મારા જેવા એક જીભે તો ન જ કરી શકે[1]

સત્રશાળા (દાનશાળા) વિશે આ જ કવિ કહે છે કે[2], "સં ૧૪૯૫મા દુષ્કાળ પડ્યો તેમા લોકોને રાહત આપવા ધરણાશાહના ભત્રીજાએ કહ્યુ 'કાકા! આપણા ઘેર લક્ષ્મીની લીલાલહેર છે માટે જગડૂશાહના જેવુ કઈક કરો જોકે જગડૂશાહ તો રાજા-મહારાજાઓનો પણ આધાર બન્યો હતો, જ્યારે આપણા પર તો માત્ર લોકનો જ આધાર છે' આ સાભળી તેમણે સત્રશાળા ખુલ્લી મૂકી"

ટૂકમા —૧ ચૌમુખજી શ્રી આદિનાથ, ૨ શ્રીસુપાર્શ્વનાથ, ૩ શ્રી શાતિનાથ, ૪ શ્રી નેમિનાથ, ૫-૬ શ્રી પાર્શ્વનાથ, અને ૭ આદિનાથ મદડીયમ ડણ—એ પ્રકારે મૂળનાયકોવાળા સાત મંદિરો ધરણવિહારમા છે

*

સં ૧૭૫૫મા તીર્થયાત્રા કરીને શ્રી જ્ઞાનવિમલસૂરિએ રચેલી તીર્થમાલા મા કહ્યુ છે કે–[3] 'અહી પાચ મંદિરો છે

---

૧ રાણિગપુર–ચતુર્મુખપ્રાસાદ–સ્તવન કડી ૩૫ થી ૪૪

૨ એ જ, કડી ૧૩

૩ 'પ્રાચીન તીર્થમાળા સગ્રહ' પૃ૪ ૧૩૬, કડી · ૪૪, ૫૫

તેમાં શ્રીધરણવિહાર ચૌમુખજીનું મંદિર મુખ્ય છે. તેના જેવી માંડણી બીજે ક્યાંય નથી. આ મંદિર ત્રણે ભુવનમાં તિલક સમું છે. એમાં મોટા મોટા મંડપો, ઉત્તુંગ સ્તંભો, અનેક પ્રકારની કોરણી, સહસ્રકૂટ અને મેરુ વગેરે તીર્થોના અવતારો છે. ભોંયરાંઓમાં અનેક બિંબો છે. મંગળ ચૈત્ય અને બધી બાજુએ દેરીઓ છે."

ઉપર્યુક્ત શ્રી જ્ઞાનવિમલસૂરિએ સ્વતંત્ર 'રાણકપુર તીર્થ-સ્તવન' પણ રચ્યું છે. તેમાં આ ધરણવિહાર સંબંધી સુંદર વર્ણન છે. તેઓ કહે છે :—

"નલિનીગુલ્મવિમાનની માંડણીવાળું આ મંદિર બહુ ઊંચું છે. મેવાડના રાણકપુરમાં પોરવાડ ધન્નાશાહ અને તેમની પત્ની ધારલદેએ આ મંદિર બંધાવી નામ રાખ્યું. ધરણાશેઠે અઠ્ઠમ અને પૌષધ તપ કરવાથી સૌધર્મ દેવલોકના દેવે આવીને વર માગવા કહ્યું. આથી તેમણે દેરું બંધાવવાની ઇચ્છા દર્શાવી. દેવતાએ તેમને દેવવિમાન જેવો પટ આલેખીને આપ્યો અને દેપા નામનો સલાટ તેમ જ પથ્થરની ખાણ પણ બતાવી.

"સં. ૧૪૯૫ માં ધરણાશાહે ઋષભદેવપ્રાસાદ બંધાવ્યો. તેમાં પાંચ મેરુ, ચારે તરફ મોટો ગઢ, બ્રહ્માંડના જેવી બાંધણી, ૮૪ દેરીઓ, ચારે તરફ ચાર પોળ, ૧૪૨૪ (૪૪?) થાંભલા, એકેક દિશામાં બત્રીશ–બત્રીશ તોરણો, ચારે દિશાએ ચાર રંગ-મંડપો, સહસ્રકૂટ, અષ્ટાપદ, નવ ભોંયરાંમાં અનેક જિનબિંબ, રાયણની નીચે પાદુકા, અદ્ભુત મૂર્તિ વગેરે યુક્ત ત્રણ માળનું આ દેરાસર બંધાવ્યું છે.

"સં ૧૪૯૭ના વૈશાખ સુદી ૫ ને દિવસે તપાગચ્છાચાર્ય

શ્રી સોમસુંદરસૂરિએ એની પ્રતિષ્ઠા કરી [1] એમા મૂળનાયક ચૌમુખજી શ્રી ઋષભદેવ ભગવાન પરિકર સહિત છે ત્રણ ભૂમિકાઓ છે એ સમયે ૩૪૦૦૦ પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરવામા આવી હતી ધરણવિહાર સિવાય બીજા ચાર મંદિરો પાસે છે" [2]

અઢારમી સદીના યાત્રી પં મહિમા વિરચિત તીર્થમાળામા પણ અહી પાચ મંદિરો હોવાનુ જણાવ્યુ છે [3] જે ત્રણ માળના ત્રણ દેરાસરો અને શ્રી પાર્શ્વનાથ તેમ જ શ્રી નેમનાથના મંદિરને ગણીને જણાવ્યુ હોય એમ લાગે છે

ધરણવિહારમા પશ્ચિમ તરફના મૂળનાયકના દરવાજા બહાર જમણી તરફની ભીંતમા એક મોટો શિલાલેખ છે, તે ઉપર્યુક્ત હકીકતનુ સમર્થન કરે છે એ શિલાલેખમા ગુહિલવંશી રાજાઓની ૪૧ પેઢીઓના નામો પણ આપ્યા છે તેમા જણાવ્યુ છે કે–

"યુગાદીશ્વર ચતુર્મુખ જિનને નમસ્કાર થાઓ સં ૧૪૯૬મા મેદપાટ (મેવાડ દેશ) ના મહારાજાધિરાજ ૧ શ્રી બપ્પ, ૨ શ્રી ગુહિલ, ૩ ભોજ, ૪ શીલ, ૫ કાલભોજ, ૬ ભર્તૃભટ, ૭ સિંહ, ૮ મહાયક, ૯ શ્રીખુમાણ (પુત્ર અને સ્ત્રી સાથે સુવર્ણથી તોલા કરાવનાર), ૧૦ અલ્લટ, ૧૧ નરવાહન, ૧૨ શક્તિકુમાર, ૧૩ શુચિવર્મા, ૧૪ કીર્તિવર્મા, ૧૫ યોગરાજ, ૧૬ વૈરટ, ૧૭ વંશપાલ, ૧૮ વૈરસિંહ, ૧૯ વીરસિંહ, ૨૦ શ્રી અરિસિંહ, ૨૧ ચોડસિંહ, ૨૨ વિક્રમસિંહ, ૨૩ રણસિંહ,

---

૧ 'સંવત ચોદ સત્તાણુ એ રે, સુદિ પાચમ શુભ યોગ,
માસ વૈશાખ તણી ભલી રે, આણી બહુવિધ રંગ

૨ 'ચાર પ્રાસાદ પાસે અછે રે'

૩ 'પ્રાચીન તીર્થમાળા સંગ્રહ' પૃષ્ઠ ૫૯, કડી ૬

૨૪ ખેમસિંહ, ૨૫ સામતસિંહ, ૨૬ કુમારસિંહ, ૨૭ મથનસિંહ, ૨૮ પદ્મસિંહ, ૨૯ જૈત્રસિંહ, ૩૦ તેજસ્વીસિંહ, ૩૧ સમરસિંહ, ૩૨ શ્રી ભુવનસિંહ. (બપ્પનો વંશજ અને કીતૂક ચૌહાણને જીતનાર) ૩૩ શ્રી જયસિંહ, ૩૪ લક્ષ્મીસિંહ (માલવપતિ, ગોગાસિંહને જીતનાર), ૩૫ પુત્ર અજયસિંહ, ૩૬ ભ્રાતા શ્રી અરિસિંહ, ૩૭ શ્રી હમ્મીર, ૩૮ શ્રી ખેતસિંહ, ૩૯ રાજા શ્રીલક્ષ, ૪૦ સુવર્ણતુલાદિ દાનપુણ્ય, પરોપકારાદિ ગુણરૂપ કલ્પવૃક્ષને આશ્રય આપનાર નંદનવન સમાન રાજા મોકલ; ૪૧ તેના કુલકાનનમાં સિંહ સમાન રાણા શ્રીકુંભકર્ણ થયા.

"રાણા કુંભકર્ણે સારંગપુર, નાગપુર, ગાગરણ, નરાણક, અજયમેરુ, મંડોર, મંડલકર, બૂંદી, ખાટુ, ચાટસૂ, જાન અને બીજા અનેક મજબૂત કિલ્લાઓને લીલા માત્રમાં જીતી લઈ પરાક્રમ બતાવ્યું હતું. આ રાજા સિંહની સમાન પોતાના ભુજાબળથી ઉન્નત હતો અને તેણે ગરુડ સમાન બનીને સર્પ જેવા મ્લેચ્છ રાજાઓનો નાશ કરી અનેક શુભ લક્ષણવાળા હાથીઓનો સંગ્રહ કર્યો હતો. અનેક અભિમાની અને શૌર્યશાળી રાજાઓની મસ્તકાવલી તેના ચરણકમલમાં વંદન કરતી હતી. આ (રાજા) રાજાઓની દુશ્મનાવટને પોતાના હસ્તદંડથી તોડવામાં મહાસમર્થ અને રાજ્યશ્રી–લક્ષ્મીદેવીની સાથે ગોવિંદની માફક અસ્ખલિત લીલાવિલાસ કરતો હતો. એનું પ્રભાવતેજ દુર્નીતિરૂપી ઝાડીને બાળવામાં અગ્નિ સરખું કામ દેતું હતું. તેના આવવાથી પશુઓનાં ટોળાં સમાન શત્રુ રાજાઓ નાસી જતા હતા. ગુજરાત અને દિલ્હીના બાદશાહોએ એને રાજછત્ર અને 'હિંદુ સુલતાન'ની પદવી આપી હતી. આ (રાજા) સુવર્ણછત્રનો આગાર, છ દર્શનીઓનો આધાર અને ચતુરંગ રાજલક્ષ્મીરૂપી નદીનો સાગર હતો. આ (રાજા) કીર્તિ, ધર્મ, પ્રજાપાલન અને સત્ત્વાદિ ગુણોથી શ્રી રામ અને યુધિષ્ઠિર

આદિ રાજાઓનુ અનુકરણ કરતો હતો

"આવા સાર્વભૌમ શ્રી કુભકર્ણ રાણાના વિજયમાન રાજ્યમા પોરવાડ જ્ઞાતિમા મુકુટ સમાન સઘપતિ સાગણનો પુત્ર સ કુરપાલ, તેની ભાર્યા કામલદે, તેમના પુત્ર સ ધરણાક, જે રાણા કુભકર્ણનો પ્રીતિપાત્ર, ચુસ્ત જૈનધર્મી અને શરીર પર વિનય, વિવેક, ધૈર્ય, ઔદાર્ય, શુભ કર્મ, નિર્મલ શીલ આદિ અદ્ભુત ગુણરૂપ અલકારોને ધારણ કરતો હતો મહમ્મદ સુલતાનનુ ફરમાન પ્રાપ્ત કરનાર સઘવી ગુણરાજની સાથે જેણે અનેક દેવાલયોથી સુશોભિત શત્રુજય આદિ મહાતીર્થોની યાત્રા કરી હતી અને અજારી, પીડવાડા, સાલેર આદિ ગામોમા નવીન જિનમદિરો બધાવ્યા હતા, જીર્ણ મદિરોના ઉદ્ધાર કરાવ્યા હતા અને પદવી સ્થાપનાઓ કરાવી હતી વળી, દુષ્કાળપીડિત લોકોને માટે અન્નક્ષેત્ર ખુલ્લા મૂક્યા હતા અને જૈનસઘોનો મહાસત્કાર કર્યો હતો આ પ્રકારે અનેક સદ્ગુણરૂપી બહુમૂલ્ય વસ્તુઓથી ભરેલુ ધરણાકનુ જીવનરૂપ વહાણુ સસારસમુદ્રને તરી જવા શક્તિમાન બન્યુ હતુ

"શ્રી ધરણાકે પોતાની પત્ની ધારલદેવી, તેના પુત્રો સઘવી જાજ્ઞા અને સ જાવડ તથા પોતાના મોટાભાઈ રત્ના, તેમની પત્ની રત્નાદે અને તેમના પુત્રો—લાખા, મના, સોના અને સાલિગ—આદિ કુટુબના નામથી સ્થાપેલા રાણકપુરમા કુભકર્ણના આદેશથી ત્રૈલોક્યદીપક નામનુ યુગાદીશ્વર (ઋષભદેવ) નુ ચૌમુખ મદિર બધાવ્યુ અને તેની બૃહત્તપાગચ્છીય શ્રી જગતચદ્રસૂરિ–શ્રી દેવેન્દ્રસૂરિના સતાનીય શ્રી દેવસુદરસૂરિની પાટે સૂર્ય સમા સુવિહિતપુરદર ગચ્છાધિરાજ શ્રી સોમસુદર સૂરિએ પ્રતિષ્ઠા કરી આ ચતુર્મુખ દેવાલય સૂત્રધાર દેપાએ બનાવ્યુ, તે ચદ્ર–સૂર્યની સ્થિતિ પર્યત કાયમ રહો"

એક બીજા શિલાલેખથી જાણી શકાય છે કે—"સં. ૧૬૯૭માં અમદાવાદની પાસે આવેલા ઉસ્માનપુરાના રહેવાસી પોરવાડ જ્ઞાતીય શા. ખેતા અને નાયકે, જેમને અકબર બાદશાહે જગદ્‌ગુરુનું બિરુદ આપ્યું છે એવા શ્રી હીરવિજયસૂરિના ઉપદેશથી રાણકપુર નગરમાં સં. ધરણાએ બંધાવેલ ચતુર્મુખ વિહારમાંના પૂર્વદિશાના દરવાજાના સમારકામ માટે ૪૮ સોનામહોરો આપી તથા તે જ દરવાજા પાસે 'મેઘનાદ' નામનો એક મંડપ કરાવ્યો.'

બાકીના કેટલાક લેખોમાં અમુક સાલમાં, અમુક ગામના અમુક શ્રાવકોએ દેવકુલિકા આદિ કરાવ્યાની હકીકતો સાંપડે છે.

શ્રી મેહ કવિનું સ્તવન, શ્રી જ્ઞાનવિમલસૂરિ શ્રી વિજયપ્રભ મુનિ, શ્રી સમયસુંદર ઉપાધ્યાય, શ્રી રામવિજયજી, શ્રી વિશાલસુંદરજી તેમ જ શ્રી ઉદયરત્ન ઉપાધ્યાય આદિનાં સ્તવનો મળી આવે છે. તેમ જ સં. ૧૪૯૬નો મોટો શિલાલેખ તેમજ બીજા શિલાલેખો ઉપરથી અમે આ વર્ણન આપ્યું છે.

### દાણ અને માફી

ધરણવિહારના દરવાજાની બહાર ડાબા પડખે બે શિલાલેખો છે. પહેલા શિલાલેખનો ભાવાર્થ આ પ્રકારે છે—

"સં. ૧૫૦૭ના ચૈત્ર વદિ ૧૩ થી વૈશાખ સુદિ ૨ ના દિવસોમાં રાણકપુરમાં જે મેળો ભરાય તેમાં એક ગાડા દીઠ ૪ પૈસા અને પોઠિયા દીઠ ૧ પૈસો કર લેવાનું નક્કી થયું છે, તે કાયદાને જે તોડે તેને સોગન છે."—આવો ઉલ્લેખ છે.

બીજા શિલાલેખનો ભાવાર્થ આ પ્રકારે છે :—

"સંવત ૧૬૯૩ના આસો સુદિ ૩ના દિવસથી મહારાણા જગતસિંહજીના રાજકાળમાં યાત્રા નિમિત્તે અહીં કર નહિ લેવાય એવું રામસિંહે વચન આપ્યું."—એવો ઉલ્લેખ છે.

## વાર્ષિક મેળા

આસો સુદિ ૧૩ અને ફાગણ વદિ ૧૦ (મારવાડી-ચૈત્ર વદિ ૧૦) એમ બે મેળાઓ અહી ભરાય છે ફાગણનો મેળો મોટી સખ્યામા મળે છે મેળામા હજારો યાત્રાળુઓ એકઠા થાય છે મેળાના દિવસોમા સાદડીથી રાણકપુર સુધીમાં આસપાસના જાગીરદારો પોતપોતાના માણસો સાથે અઢાર સ્થળોમા ચોકી પર બેસે છે આશરે પાચસો માણસો યાત્રીઓની રક્ષા કરે છે

ચૈત્ર વદિ ૧૦ ના રોજ મૂળનાયકના શિખર ઉપર ધરણાશાહના વશજોમાથી કોઈ પણ ધજા ચડાવે છે બાકીની ધજાઓ શેઠ આણદજી કલ્યાણજીની પેઢી તરફથી ચડાવવામા આવે છે

કહેવાય છે કે, ધરણાશાહ અને રતનાશાહનુ કુટુબ પાલગઢથી સાદડીમા આવીને વસ્યુ અને તે પછી તેઓ ઘાણેરાવ રહેવા લાગ્યા ધરણાશાહ અને રતનાશાહના પરિવારના વશજો આજે પણ ઘાણેરાવમા છે તેઓમાથી ધજા ચડાવવાનો પોતાનો હક આજ સુધી જાળવી રાખે છે

## વ્યવસ્થા

એમ કહેવાય છે કે, મુખ્ય મદિર બધાયા પછી લગભગ બસોએક વર્ષે રાણકપુર તૂટ્યુ તે પછી સાદડીના શ્રીસઘે આની વ્યવસ્થા સભાળી, પરતુ હિસક પ્રાણીઓ અને લૂટારાઓનો ત્રાસ દિવસે દિવસે વધવા માડ્યો એકલ-દોકલને ત્યા જવુ અશકય બન્યુ તે સમયમા જ અમદાવાદના શેઠ હેમાભાઈ હઠીસિહ સઘ લઈને ત્યા આવ્યા અને આ જુલમની કથા સાભળી ત્યારે તેમણે આઠ આરબોને રોકીને રક્ષા-વ્યવસ્થા કરી. ભોયરામાથી નવી પ્રતિમાઓ કઢાવી, ધર્મશાળાનો કોટ

કરાવવો શરૂ કર્યો અને સાદડીથી રાણકપુર સુધી ચોકીઓ બેસાડવાનો પાકો બંદોબસ્ત કર્યો. એ પછી સં. ૧૯૫૨ સુધી સાદડીવાળા શ્રેષ્ઠીઓ આ તીર્થનો વહીવટ કરતા હતા, પણ ખૂબ આશાતના થતી જોઈ આ. શ્રીવિજયધર્મસૂરિ મહારાજ જ્યારે સાદડીમાં ચતુર્માસ બિરાજમાન હતા ત્યારે તેમણે સાદડીવાળાઓને સમજાવી સં. ૧૯૫૩ માં આ તીર્થનો વહીવટ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને સુપરત કરાવ્યો.

આજે અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી સાદડીમાં કાર્યાલય રાખીને તીર્થનો પ્રબંધ કરે છે. આ વ્યવસ્થાથી ભય ઓછો થયો છે. જીર્ણોદ્ધારનું કામ પૂર્ણ થતાં સં૦ ૨૦૦૯માં ફરી પ્રતિષ્ઠા થઈ છે.

## ૨. ઘાણેરાવ—મૂછાળા મહાવીર

મૂછાળા મહાવીરના તીર્થે જતા વચમા ઘાણેરાવ ગામ આવે છે તેથી ઘાણેરાવના મદિરોના દર્શનનો પ્રાસગિક લાભ લેનારા માટે તેની વિગત જાણવાનુ ઉપયોગી થઈ પડશે.

### ઘાણેરાવ

રાણી સ્ટેશનથી ૧૫ માઈલ દૂર આડાવલા (અરવલી)ના પશ્ચિમી ઢાળ ઉપર અને દેસૂરીથી ૪ માઈલ દૂર દક્ષિણ-પશ્ચિમમા આ ઘાણેરાવ કસબો વસેલો છે અને તે જોધપુર જિલ્લામા આવેલો છે.

અહી ઓસવાલ શ્રાવકોના ૩૫૦ અને પોરવાડ શ્રાવકોના ૫૦ ઘરો છે મૂર્તિપૂજક જૈનોની લગભગ ૧૨૦૦ માણસોની વસ્તી છે ૫ ઉપાશ્રયો, ૪ ધર્મશાળા અને ૧ જૈન વિદ્યાલય છે

ગામમા ૧૧ જૈન મદિરો દર્શનીય છે તેમા ૫ મદિરો શિખરબધી અને બાકીના ઘૂમટબધી કે ધાબાબધી છે

૧ નવી પાટીમા શ્રી કુથુનાથ ભગવાનનુ શિખરબધી મદિર રાઠોડ અમીચદ નાથાભાઈએ સ૦ ૧૮૭૨મા બધાવ્યુ છે એ સબધી લેખ મદિરમા મોજુદ છે મદિરમા પાષાણુની

૧૨ મૂર્તિઓ છે. શ્રી મહાવીરસ્વામી ભગવાનની પેઢી એનો વહીવટ કરે છે.

૨. વાવડીચોકમાં શ્રી જીરાવલા પાર્શ્વનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર હીંગડ સુતરદાસે સં૦ ૧૮૦૦ લગભગમાં બંધાવ્યું છે. એ સંબંધી એમાં લેખ છે. આમાં પાષાણની ૧૯ અને ધાતુની ૨ મૂર્તિઓ છે. આનો વહીવટ શ્રીસંઘ કરે છે.

૩. હીંગડોના વાસમાં શ્રી ગોડી પાર્શ્વનાથ ભગવાનનું શિખરબંધી મંદિર લોઢા બિહારીદાસ રૂપચંદે સં૦ ૧૮૧૪માં બંધાવ્યું છે. એ સંબંધી એમાં લેખ છે. શ્રી મહાવીરસ્વામી ભગવાનની પેઢી એનો વહીવટ કરે છે.

૧. વાંસાના વાસમાં શ્રી અભિનંદનસ્વામીનું શિખરબંધી મંદિર રાઠોડ લાલચંદ હરચંદે સં૦ ૧૮૩૬માં બંધાવ્યું છે. એ સંબંધી એમાં લેખ છે. તેમાં પાષાણની ૧૦ અને ધાતુની ૫ મૂર્તિઓ છે. શ્રી મહાવીરસ્વામી ભગવાનની પેઢી એનો વહીવટ કરે છે.

૫. પોરવાડોના વાસમાં શ્રી શાંતિનાથ ભગવાનનું ઘૂમટબંધી મંદિર સં૦ ૧૯૬૨માં શ્રીસંઘે બંધાવ્યું છે. એ સંબંધી તેમાં લેખ છે. આમાં પાષાણની ૭ અને ધાતુની ૪ મૂર્તિઓ છે. એનો વહીવટ પોરવાડ શ્રીસંઘ કરે છે.

૬. બજારમાં કોટવાલીની પાસે શ્રી ધર્મનાથ ભગવાનનું શિખરબંધી મંદિર શ્રીસંઘે બંધાવ્યું છે. આમાં પાષાણની ૮ અને ધાતુની ૧ મૂર્તિ છે. શ્રી મહાવીરસ્વામી ભગવાનની પેઢી આનો વહીવટ કરે છે.

૭. બજારમાં ગઢની પાછળ શ્રી આદિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર સં૦ ૧૫૦૦માં શ્રીસંઘે બંધાવ્યાનો લેખ છે, પરંતુ મંદિરનું સ્થાપત્ય બારમા સૈકાનું લાગે છે. એમાં પાષાણની

૪૪ અને ધાતુની ૧૧ મૂર્તિઓ છે શ્રી મહાવીરસ્વામી ભગ નની પેઢી એનો વહીવટ કરે છે

૮ રાજાવતાના વાસમા શ્રી પાર્શ્વનાથ ભગવાનનુ ઘૂમટ બધી મ દિર સ૦ ૧૯૬૩મા શ્રીસઘે બધાવ્યુ છે આમા પાષાણની ૮ અને ધાતુની ૯ મૂર્તિઓ છે શ્રી મહાવીરસ્વામી ભગવાનની પેઢી એનો વહીવટ કરે છે

૯. ગુગસાના ઉપાશ્રયમા શ્રી પાર્શ્વનાથ ભગવાનનુ ઘૂમટ-બધી મ દિર શ્રીસઘે બધાવ્યુ છે તેમા પાષાણની ૪ મૂર્તિઓ છે શ્રી મહાવીરસ્વામી ભગવાનની પેઢી એનો વહીવટ કરે છે

૧૦ તપાગચ્છના ઉપાશ્રયમા શ્રી દાદા પાર્શ્વનાથ ભગ-વાનનુ મ દિર સ ૧૯૮૧મા શ્રીસઘે બધાવ્યુ છે એમા પાષા-ણની ૩ અને ધાતુની ૩ મૂર્તિઓ છે શ્રી મહાવીરસ્વામી ભગ-વાનની પેઢી વહીવટ કરે છે

૧૧ સાલરિયાપોળમા શ્રી આદિનાથ ભગવાનનુ ધાબા બધી મ દિર શ્રી ચ દનમલજી વજેચ દજીએ બધાવ્યુ છે આમા પાષાણની ૧ અને ધાતુની ૧ મૂર્તિ છે શ્રી મહાવીરસ્વામી ભગવાનની પેઢી એનો વહીવટ કરે છે

## મૂછાળા મહાવીર

ઘાણેરાવથી ૩ માઈલ દૂર દક્ષિણ પૂર્વ દિશામા શુષ્ક નદી કિનારાથી દૂર ગીચ ઝાડી અને નાની નાની પહાડીઓની એકાત ખીણમા આવેલા ચોગાનમા શ્રી મહાવીર ભગવાનનુ ચોવીસ જિનાલયવાળુ પ્રાચીન ભવ્ય મ દિર ઊભુ છે ‘જગ લમા મ ગલ’ની કહેવતને ચરિતાર્થ કરતું હોય એમ કુદરતના ખોળે માનવીબુદ્ધિનુ અર્પણ કેવુ ઉદાત્ત અને એકાકાર બની શકે છે તેનો આ નમૂનો છે

દેવળ ઉત્તર દ્વારનું છે. દરવાજાની બંને બાજુએ અનેક માણસો બેસી શકે એવા વિશાળ ઓટલા બાંધેલા છે. બંને બાજુની દીવાલમાં પથ્થરના મોટા હાથીઓ બનાવેલા છે. શૃંગારચોકીની જમણી બાજુએ સં૦ ૧૯૦૭ના માગશર વદિ ૧નો લેખ છે. દેવળમાં બે મંડપો છે, જેમાંનો બીજો મંડપ સ્તંભો ઉપર ઊભો હોઈ ખુલ્લો છે. દેવળને બે રીતે પ્રદક્ષિણા કરાય છે. એક દેવળના અંદરથી અને બીજી દેવળની બહારથી. આખું દેવળ શ્વેત પ્લાસ્તરથી આરસપાષાણ જેવું ઉજ્જવળ અને ચકચકિત દેખાય છે.

મંદિરનો રંગમંડપ વિશાળ છે. ભમતી પણ છે. ભમતીના ગવાક્ષોમાં ગોઠવેલી પથ્થરની વિવિધ કોરણીની જાળીઓ અને વિવિધ દેવ-દેવીઓ તેમ જ નર્તિકાઓના અંગપ્રત્યંગમાં પૂરેલા રંગો મનોહર લાગે છે. દેવળમાં ચારે દિશાએ દેરીઓ સળંગ નથી પણ છૂટી છૂટી છે. તેમાં પગલાં વગેરે સ્થાપન કરેલાં છે.

ભમતીમાં જમણી તરફની દેરીઓના પાછલા ભાગમાં એક ગોખલો છે. તેમાં અધિષ્ઠાયક દેવની મૂર્તિ છે. ડાબી બાજુએ ચાર દેરીઓના પાછળના ભાગમાં દેવ-દેવીઓની મૂર્તિઓ છે. ડાબી બાજુએ ૧૦ દેરીઓ છે અને આઠમી દેરી પછી મોટો ગભારો છે, તેમાં શ્રી મહાવીર પ્રભુની શ્વેતવર્ણી પ્રતિમા ૪ાા ફૂટ ઊંચી છે. તેના ઉપર સં૦ ૧૯૦૩ નો લેખ છે, જેમાં ઘાણેરાવના સમસ્ત શ્રીસંઘે મળીને એ મૂર્તિ ભરાવ્યાનો ઉલ્લેખ છે. બીજી તરફની દેવકુલિકામાં શ્રી મુનિસુવ્રતસ્વામી ભગવાનની ૧ાા હાથ ઊંચી મૂર્તિ છે, જે સં૦ ૧૮૯૩ માં પ્રતિષ્ઠિત છે. એક દેરીના પાટડા ઉપર સં૦ ૧૨૧૩ના ભાદરવા સુદિ ૪ ને મંગળવારનો લેખ છે. તેમાં ' દંડનાયક

વૈજલદેવ' એવુ લખાણ વચાય છે અને તેમા શ્રી મહાવીર-સ્વામીના નિમિત્તે કઈક દાન અપાયાનો ઉલ્લેખ કરેલો છે મદિરમા પાષાણની કુલ ૫૨ અને ધાતુની ૧ મૂર્તિ છે

મૂળ ગભારામાં મૂળનાયક શ્રી મહાવીરસ્વામી ભગવાનની ઊચી, પરિકર સહિત શ્વેત મૂર્તિ બિરાજમાન છે આ પ્રતિમા ખડિત થયેલી હોવાથી તેના પર લેપ કરાવેલો છે. આ ખડિત મૂર્તિને સ્થાને બીજી મૂર્તિ સ્થાપન કરવાને લાવવામા આવી, પરતુ મૂળ મૂર્તિ ગાદી ઉપરથી ઉઠાવી શકાઈ નહિ આથી નવી મૂર્તિને બાજુની દેરીમા પધરાવવામા આવી મૂળનાયકની મૂર્તિ નીચે 'सं० १०१० फागण सुदि ५ दिने पंडेरगच्छे' આટલુ વચાય છે શિખરમા ત્રણે બાજુએ આરસની ત્રણ-તીર્થી મૂર્તિઓ છે આ ઉપરથી આ મદિર અગિયારમા સૈકા કરતા પ્રાચીન હોવાનુ અનુમાન છે આ મૂર્તિને લોકો 'મૂછાળા મહાવીર'ના નામે ઓળખે છે આ નામ કેવી રીતે પ્રસિદ્ધિમા આવ્યુ એ વિશે એક આવી દતકથા સભળાય છે

"એક વખત ઉદયપુરના મહારાણા પોતાના હજૂરિયાઓ સાથે ફરતા કરતા અહી આવી ચડ્યા, ત્યારે પૂજારીએ ભગવાનનુ ન્હવણ વાટકીમા લાવી મહારાણા આગળ ધર્યું વાટકીમા કાળો વાળ દેખાયો, આથી પાસે ઊભેલા હજૂરિયાએ પૂજારીને આવી બેદરકારી માટે ઠપકો આપવા મજાકમા કહ્યુ 'પૂજારી ! તમારા ભગવાનને પણ દાઢી-મૂછ ઊગતા લાગે છે, નહિતર ન્હવણમા વાળ ક્યાથી આવે ?' સાચા દિલના ભક્ત પૂજારીથી 'હા' કહેવાઈ ગઈ મહારાણાએ આ સાભળીને કુતૂહલભાવે કહ્યુ 'જો તારી હકીકત સાચી હોય તો તારા દાઢી મૂછવાળા ભગવાન મને બતાવ'

"પૂજારીને ભગવાનના મહિમામા શ્રદ્ધા હતી તેથી તેણે

ભગવાન આગળ પ્રતિજ્ઞા કરી કે, 'જ્યારે ભગવાન દાઢી-મૂછ સાથે દર્શન આપશે ત્યારે જ હું અન્નજળ લઈશ.' પૂજારીએ ત્રણ દિવસ સુધી એકાગ્ર મનથી ભગવાનની ઉપાસના કરી અને અધિષ્ઠાયક દેવ પ્રસન્ન થતાં સૌના આશ્ચર્ય વચ્ચે મહારાણાની અભિલાષા પૂરી થઈ. આ અલૌકિક પ્રભાવ જોઈ સૌને આશ્ચર્ય થયુ, પણ એક હજૂરિયાના મનમાં શંકા હતી કે આમાં પૂજારીની કંઈક બનાવટ લાગે છે. આથી તેણે પ્રતિમા પાસે જઈને દાઢીનો વાળ ખેંચ્યો ને ખેંચતાંની સાથે દૂધની ધારા વછૂટી. મહારાણા તો આ જોઈને ધ્રૂજી ઊઠ્યા. પ્રભુની આવી ઠેકડી પૂજારીથી સહન ન થતાં, તેણે શાપ આપ્યો કે, 'તારા કુળમાં હવે કોઈ દાઢી-મૂછવાળો નહિ જન્મે.' આજે પણ એ કુટુંબ 'નમૂછિયાના' નામે પ્રસિદ્ધ છે."

આ વાત બીજી રીતે પણ દંતકથારૂપે પ્રચલિત છે: "પ્રાચીન કાળે દેવળની આસપાસ ઘાણેરાવ ગામ વસેલું હતું, જેનાં નિશાનો અત્યારે પણ જોવાય છે. ત્યાંથી એ ગામ અત્યારના સ્થળે વસ્યું છે. આ ફેરફારનું કારણ એવું હોવાનું કહેવાય છે કે, એક વેળા મંદિરનો પૂજારી રાજદરબાર તરફથી અપાતું દીવેલ લેવા દરબારમાં ગયો; ત્યારે એ આપતાં વિલંબ થવાથી તેણે જલદી આપવા જણાવ્યું. દરબારે કહ્યું: 'તારા ભગવાન કંઈ મૂછોવાળા છે તે આટલી બધી ઉતાવળ કરે છે?'

"આવા જવાબથી પૂજારીને માઠું લાગ્યું. તેણે રાણાને સવિનય જવાબ આપ્યો કે, 'વાપસી થૈ પધારી મૂછારા દરશન કરો!' એ વાતની ખાતરી કરવા પણ તેમને વીનવ્યું.

"અહીંના પૂજારીઓ વંશપરંપરાથી સ્થાયી પગાર વગર જ ભગવાનની પૂજા કરે છે. અને પોતાની કુળમાન્યતાને અનુસરતાં જેમની પૂજા તેઓ કરે છે તેમના પ્રત્યે પણ તેમનાં

પૂજ્યભાવ અને શ્રદ્ધા અનેરા હોય છે

"બસ, પછી તો પૂજારીએ ભગવાનનુ એકનિષ્ઠાથી ત્રણેક દિવસ ધ્યાન ધર્યું અને રાણાએ આવીને જોયુ તો સાચે જ ભગવાન મૂછોવાળા દેખાયા

"રાણાએ નિશ્ચય કર્યો કે, એક જ જગાએ બે મૂછાળા રહી ન શકે. આથી એમણે એ સ્થળથી દૂર નદી કિનારે કિલ્લો બધાવી ગામ વસાવ્યુ

"એ દિવસથી આ ભગવાન 'મૂછાળા મહાવીર'ના નામથી પ્રસિદ્ધ થયા મેળાને દિવસે અહીના રાણા આવીને પ્રથમ પૂજા કરે એવો રિવાજ છે"

આ દતકથામાથી એટલું ફલિત થાય છે કે, આ તીર્થ ઘણુ પ્રાચીન છે કેટલાક તો આ પ્રતિમાને રાજા નદિવર્ધનના સમયની માને છે અને જૂની સ્થાપત્યરચનાની દૃષ્ટિએ આ મદિર ૧૧ મા સૈકાનુ તો જણાય છે જોકે પ્રાચીન શિલાલેખો મળી આવતા નથી એટલે સભવ છે કે જીર્ણોદ્ધાર પ્રસગે લેખો નાશ પામ્યા હશે

દેવળની પશ્ચિમ દીવાલે દક્ષિણ પશ્ચિમ ઓસારની બે ધર્મશાળા છે ઉત્તરમા પશુઓને રાખવાનુ સ્થાન છે ઉપરાત, એક કૂવો, ફૂલવાડી અને એક હોજ છે ધર્મશાળા અવાવર પડી છે તેમા થઈને મદિરમા જવાય છે

ચૈત્ર સુદિ ૧૩ના દિવસે પ્રતિવર્ષ અહી મેળો ભરાય છે મદિરનો વહીવટ ઘાણેરાવ-શ્રી મહાવીરસ્વામી ભગવાનની પેઢીને હસ્તક છે આ મદિરનો જીર્ણોદ્ધાર શેઠ આણદજી કલ્યાણજીની પેઢીએ હાલમા જ કરાવ્યો છે

# ૩. નાડલાઈ

મારવાડની પંચતીર્થીમાં નાડલાઈ ત્રીજું તીર્થ ગણાય છે. રાણી સ્ટેશનથી ૧૪ માઈલ પૂર્વમાં અને દેસૂરીથી ૪ માઈલ દૂર ઉત્તર-પશ્ચિમમાં આવેલી બે ઊંચી ટેકરીઓની વચ્ચે આ પ્રાચીન કસબો વસેલો છે. પ્રાચીન શિલાલેખો અને ગ્રંથોમાં આનાં નડુલડાગિકા, નંદકુલવતી, નારદપુરી, નડુલાઈ, નાડલાઈ, વલભીપુર વગેરે નામો મળી આવે છે, વિજયપ્રશસ્તિના કર્તા આ નગરને નારદે વસાવી તેથી એનું નામ નારદપુરી પડ્યું એમ કહે છે.[1]

એક સમયે આ એક ભારે જાહોજલાળીવાળું મોટું નગર હતું. અહીંની ભૂમિ ઉપરનાં ખંડેરો અને મળી આવતી જિનપ્રતિમાઓથી જણાય છે કે, આ નગર પ્રાચીન કાળમાં સારી આબાદીવાળું અને જૈનોની વસ્તીથી ભરપૂર હતું. સોનગિરા સરદારોની રાજધાની બનવાનું એને સૌભાગ્ય વર્યું હતું. એ સમયે બનેલો એક કિલ્લો આજે પણ ખંડિયેર અવસ્થામાં અહીં વિદ્યમાન છે.

નાડલાઈ અને નાડોલના વિસ્તારો જોતાં લાગે છે કે, એક સમયે આ બંને ગામો એક વિશાળ નગરમાં સમાયેલાં

---

૧. एकत्र तत्र पृथिवीं प्रविलोक्य पृथ्वी, सोऽवीवसन्नगरमृद्धिमयं स्वनाम्ना ।
भुव्यत्र नारदपुरीति पुरीगरीय., श्रोस्तैलबिन्दुरिव पाथसि पप्रथे सा ॥२६॥

હશે પાછળથી તેની વચ્ચે ૩ ગાઉનુ અતર પડી જતા બે જુદા નગર અસ્તિત્વમા આવ્યા એમ કેટલાકનુ માનવુ છે

અહીના શ્રી આદીશ્વર ભગવાનના મદિરના શિલાલેખથી જણાય છે કે, એ મદિર ૧૦મા સૈકાથી પણ પ્રાચીન હોવુ જોઈએ શ્રી સમયસુદર ઉપાધ્યાયે રચેલી તીર્થમાલામા "નાડલાઈ જાદવો" કહીને આ તીર્થનો ભાવપૂર્વક ઉલ્લેખ કરેલો છે વળી, શ્રી શીલવિજયજીએ રચેલી તીર્થમાલામાં "નાડુલાઈ નવ મદિર સાર, સુપાસ પ્રભુ નેમકુમાર." એમ કહીને ૯ મદિરો હોવાનુ જણાવ્યુ છે આ ઉલ્લેખો આ તીર્થની પ્રાચીનતા અને પવિત્રતાનો નિર્દેશ કરી રહ્યા છે અહી આવેલા જેખલ નામક પહાડ ઉપર શ્રી નેમિનાથ ભગવાનનુ મદિર શ્રી કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ને બધાવેલુ હતુ એમ મનાય છે [1]

શ્રી હીરવિજયસૂરિના મુખ્ય શિષ્ય શ્રી વિજયસેનસૂરિના જન્મથી આ નગર પવિત્ર બનેલુ છે

આજે તો આ ગામ પડી ભાગ્યુ છે, નામનોયે વેપાર નથી ગામમા લગભગ ૭૦૦ ઘરોની વસ્તીમા જૈનોના ૬૦ જેટલા ઘર વિદ્યમાન છે, તેમા લગભગ ૨૦૦ જૈનોની વસ્તી હશે ૫ ઉપાશ્રય, ૨ ઓસવાલ-પોરવાડની જૈન ધર્મશાળાઓ છે એક આયબિલ ખાતાની ધર્મશાળા પોરવાડોની છે અને શિખરબધી દેવમહાલય જેવા ઉન્નત ૧૧ જિનમદિરો વિદ્યમાન છે, જેમાના કોઈ કોઈ મદિર તો ખૂબ ઊચા અને વિશાળ છે આ ઉપરથી પણ અગાઉ અહી જૈનોની વસ્તી સારા પ્રમાણમા હોવાનુ સૂચન મળે છે

---

१ प्रद्युम्नसन्नमद्युजित्तनुजेन यात्राम्यर्णार्वनिप्रशिखरे जिननेमिचैत्यम् ।
निर्मापितं पथि दृशोस्तदुपैति रम्यमद्यापि च स्फुरति तन्महिमा महीयान् ॥२७॥

એક દંતકથાથી એવું જાણવા મળે છે કે, જ્યારે આ ગામ મેવાડના રાણાના તાબામાં હતું, ત્યારે અહીંના અમલદાર ઉપર રાણા તરફથી એવો હુકમ થયો કે ગામના લોકો પાસેથી રાજ્યનો લાગો ઉઘરાવી અહીં મોકલી આપવો. ગામના લોકોની સ્થિતિ સારી ન હોવાથી લોકો લાગો ભરવાની ચિંતા કરવા લાગ્યા. આ વાતની કોઈ ગામના બે શ્રીમંત જૈનોને ખબર પડતાં તેમણે તરત જ લાખ રૂપિયા ગામલોકોને મોકલી આપ્યા. રાણાને આ વાતની ખબર પડી ત્યારે તેણે લાગાની માફી આપી. શ્રીમંતોએ મોકલેલા રૂપિયા ગામ-લોકોએ અહીંના દેરાસરના જીર્ણોદ્ધારમાં વાપર્યા.

૧. ગામની બહાર પહાડી નીચે શ્રી આદિનાથ ભગવાનનું બહુ પુરાણું અને વિશાળ શિખરબંધી મંદિર ઊભું છે. આના સભામંડપના ૬ સ્તંભો ઉપર ૫ લેખો છે, જેમાં સૌથી પ્રાચીન લેખ સં૦ ૧૧૮૭ના ફાગણ સુદિ ૧૪ને ગુરુવારનો છે. બાકીના ચાર લેખો ચૌહાણ રાજા રાયપાલના સમયના સં૦ ૧૧૮૯થી સં૦ ૧૨૦૨ સુધીના છે. ઉપર્યુક્ત બધા લેખોમાં શ્રી મહાવીરસ્વામીની પૂજા નિમિત્તે દાન આપ્યાના ઉલ્લેખો છે. આથી સ્પષ્ટ છે કે, અગાઉ આમાં મૂળનાયક શ્રી મહાવીરસ્વામી ભગવાનની પ્રતિમા પ્રતિષ્ઠિત હતી, પરંતુ એ મૂર્તિ કોઈ કારણે લુપ્ત થતાં સં૦ ૧૬૭૪માં શ્રી આદિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. સં૦ ૧૬૮૬ના એક લેખથી પ્રગટ થાય છે કે, આ મંદિર સંપ્રતિ મહારાજાએ બંધાવેલું હતું. વળી, પરિકરના લેખથી સમજાય છે કે, આ મંદિરનો પહેલો ઉદ્ધાર મંત્રી સાયરે, બીજો ઉદ્ધાર જુદા જુદા ગામના સંઘોએ મળીને અને ત્રીજો ઉદ્ધાર મંત્રી સાયરના વંશજોએ કરાવ્યો હતો.

શ્રી આદિનાથ ભગવાનની શ્વેતવર્ણી પ્રતિમા ૩॥ ફીટ ઊંચી છે આ મંદિરમા પાષાણની કુલ ૨૪ મૂર્તિઓ છે એક ગુરુમૂર્તિ પણ છે સં૦ ૧૫૯૭ના એક લેખથી સ્પષ્ટ થાય છે કે, આ મંદિર સંડેરકગચ્છીય શ્રી યશોભદ્રસૂરિ સં૦ ૯૬૪મા મંત્રબળે વલભીપુરથી અને બીજા મતે ખેડનગરથી ઊઠાવીને અહીં લાવ્યા હતા આ પ્રસંગ વિશે એક ચમત્કારિક દંતકથા જાણવા જેવી છે

"આચાર્ય યશોભદ્રસૂરિ અને શૈવ યોગી તપેસરજી બંને બાલપણના મિત્રો હતા તેમણે એક જ ગુરુ પાસે વિદ્યાધ્યયન કર્યું હતુ બંને મંત્રવિદ્યાના ઊંડા અભ્યાસીઓ હતા બંનેમા કોણ ચઢિયાતુ છે એ જાણવા પરસ્પરમા અનેક વખત વાદવિવાદ થતા યશોભદ્રસૂરિ તપેસરજીથી જરાય ઓછા ન ઊતરતા લોકમા યશોભદ્રસૂરિના વિજયના ગીત ગવાતા આ કારણે તપેસરજીના મનમા ઈર્ષ્યા અને દ્વેષના બીજ રોપાયા તેથી યશોભદ્રસૂરિને હંગાવવા માટે તપેસરજી કોઈ પણ તક ઝડપી લેતા

"એક પ્રસંગે રાજસભામા બંનેનો વિવાદ ચાલુ હતો તપેસરજીની હાર થઈ ચૂકી હતી, ત્યારે છેલ્લો દાવ ફેંકતા તપેસરજીએ કહ્યુ 'જે પોતપોતાના ધર્મના મંદિરો વલભીપુરથી મંત્રશક્તિ વડે આકાશમા ઉડાવી લાવી સૂર્યોદય પહેલા નાડલાઈમા પહેલા સ્થાપન કરે તેની જીત થઈ ગણાશે'

"આ પ્રતિજ્ઞા અનુસાર બંને જણા મંદિરોને મંત્રબળે આકાશમાર્ગે ઉડાવી લાવી રહ્યા હતા ત્યારે તપેસરજીનુ મંદિર આગળ નીકળી ગયેલુ જોઈને યશોભદ્રસૂરિએ કૂકડાનો કૃત્રિમ અવાજ કર્યો આથી તપેસરજી વિચારમા પડી ગયા અને સૂર્યોદય થયો કે શુ એ જોવા લાગ્યા એટલામા યશો

ભદ્રસૂરિનું મંદિર તેની બરાબર આવી પહોંચ્યું અને સૂર્યોદય થઈ જવાના લીધે બંને જણાએ ટેકરીની નીચે જ પોતપોતાનાં મંદિરો સ્થાપન કર્યાં.”

આ ઘટનાના સમય વિશે નીચે પ્રમાણેનો પ્રસિદ્ધ દોહો બોલાય છે કે—

“સંવત દશ દહોત્તરે, વદિયા ચોરાસી વાદ;
ખેડ નગરથી લાવીયા, નાડલાઈ પ્રાસાદ.”

આ દોહામાં ઉલ્લેખેલું મંદિર મારવાડમાં આવેલા મલ્લાણીના ખેડનગરથી લાવ્યાની હકીકત છે જ્યારે सोहमकुलपट्टावलीकार કહે છે કે—

“વલભીપુરથી આણીયો, ઋષભદેવ પ્રાસાદ.”

આ કથામાં તથ્ય કેટલું છે એ કહેવું મુશ્કેલ છે, છતાં આ બંને મંદિરો આજે પણ અહીં ઊભાં છે. શ્રી યશોભદ્રસૂરિનું ગામ બહાર આવેલું જૈન મંદિર ‘જસિયા’ના નામે અને તપેસરજીનું મહાદેવ મંદિર ‘કેસિયા’ના નામે પ્રસિદ્ધ છે. આ હકીકતનું સૂચન સં૰ ૧૫૯૭ના શિલાલેખમાં છે.

તપેસરજીનું મહાદેવ-મંદિર પણ ગામમાં પૂર્વાભિમુખ, વિશાળ અને શિખરબંધી છે. આની ચારે દિશામાં દેવકુલિકાઓ છે, જેમાં ઉત્તર અને દક્ષિણ તરફની દેરીઓમાં સૂર્ય અને ગણપતિની મૂર્તિઓ સ્થાપન કરેલી છે.

ગામથી દક્ષિણ દિશામાં ત્રીશેક કદમ દૂર મહાજનોના સ્મશાનની પાસે સંડેરકગચ્છીય શ્રી યશોભદ્રસૂરિનો મૂર્તિસહિત સ્તૂપ છે અને તેની પાસે તપેસરજી યોગીનો પણ સ્તૂપ છે. કહેવાય છે કે યશોભદ્રસૂરિનો સ્તૂપ જવનો શતાંશ વધે છે, જ્યારે તપેસરજીનો સ્તૂપ એટલો જ ઘટે છે.

૨ ગામ બહાર પહાડીની નીચે શ્રી આદીશ્વર ભગવાનનુ ઘૂમટબધી મદિર શ્રીસઘે બધાવેલુ છે આમા પાષાણની ૫ અને ધાતુની ૧૫ પ્રતિમાઓ છે

૩ ગામની બહાર પૂર્વ બાજુએ આવેલી ટેકરી નીચે શ્રી સુપાર્શ્વનાથ ભગવાનનુ મદિર છે હાલમા જ પ્લાસ્ટર કરાવીને મદિરને સુશોભિત બનાવ્યુ છે મૂળનાયકની પીળા પાષાણની મૂર્તિ પચતીર્થીયુક્ત છે. તેના પર સ૦ ૧૬૯૯ નો લેખ છે, તેમા શ્રી વિજયદેવસૂરિએ પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ છે

ભમતીમા જમણી બાજુએ એક જ તરફ ૧૪ દેરીઓ છે એક દેરીમા સર્પની આકૃતિ છે તેના મુખમા માળા બતાવી છે અને શ્રી સુપાર્શ્વનાથ ભગવાનના પગલા છે ગૂઢમડપમા ૧૪ પ્રતિમાઓ છે તેમા શ્રી મુનિસુવ્રતસ્વામીની મૂર્તિ ઉપર લેખ છે તેનો ભાવાર્થ આ છે —

"સ ૧૭૨૧ના જેઠ સુદિ ૩ ને રવિવારે મહારાજાધિરાજ અભયરાજના[1] રાજ્યમા નાડલાઈના રહેવાસી પ્રાગ્વાટ-જ્ઞાતિના શ્રેષ્ઠી નાથાએ શ્રી મુનિસુવ્રતસ્વામીનુ બિબ બનાવ્યુ અને તેની પ્રતિષ્ઠા ભટ્ટારક શ્રી વિજયપ્રભસૂરિએ કરી

આ દેરાસરની પાસે પાણીનો કુડ છે કોટ બાધેલો છે, પણ જીર્ણ થઈ ગયો છે દરવાજા ઉપર નગારખાનુ છે દેરાસરની પાસે વિશાળ ચોગાન પડેલુ છે

૪ ગામ બહાર ટેકરી નીચે આવેલુ શ્રી અજિતનાથ ભગવાનનુ શિખરબધી મદિર શ્રીસઘે બધાવેલુ છે મૂળ

૧ આ અભયરાજ નાડલાઈનો મેડતિયા જાગીરદાર હોવાનો સભવ છે બીજી મૂર્તિઓ ઉપર સ ૧૭૨૧ મા શ્રી રાજસૂરિએ પ્રતિષ્ઠા કર્યાના લેખો છે

નાયકની મૂર્તિ પરિકરયુક્ત છે. તેની ઊંચાઈ ૧I હાથ છે.

૫. જેષલ પર્વતની ટેકરીના મૂળમાં કંઈક ઊંચાણ ભાગમાં આવેલું શ્રી શાંતિનાથ ભગવાનું કોટ સહિત શિખરબંધી જિનાલય શ્રીસંઘે બંધાવેલું છે. ઘણાં પગથિયાં ચડ્યા પછી મૂળ ભૂમિકા આવે છે. મૂળનાયકની ૧ હાથ ઊંચી મનોહર પ્રતિમા પરિકરવાળી છે. તેની સં૦ ૧૬૨૨માં પ્રતિષ્ઠા થયેલી છે. મૂળનાયકની એક બાજુએ એક મૂર્તિ છે, જ્યારે બીજી તરફ એકલતીર્થી છે. કુલ ૩ પાષાણુ પ્રતિમાઓ છે, જેમાંની એક પ્રતિમા સ્થાપત્યની દૃષ્ટિએ દશમા સૈકાની જણાય છે. મંદિરના સ્થાપત્યમાં કેટલેક સ્થળે કામશાસ્ત્રીય પ્રસંગો કોરેલા છે. શિખરમાં એકેક હારમાં પૂતળીઓ ગોઠવેલી છે.

૬. જેષલ પર્વતની તળેટીમાં શ્રી નેમિનાથ ભગવાનનું શિખરબંધી, પ્રાચીન અને વિશાળ મંદિર આવેલું છે. મૂળનાયકની મૂર્તિ પંચતીર્થીયુક્ત છે. તેની નીચેનો લેખ ઘસાઈ ગયેલો હોવાથી વાંચી શકાતો નથી. મૂળનાયકની બંને બાજુએ છૂટી કાઉસગ્ગિયા મૂર્તિઓ છે. ડાબી બાજુએ શ્રી પાર્શ્વનાથ ભગવાનના પરિકરનો ઉપરનો ભાગ વિદ્યમાન છે, પણ ફણા તૂટી ગયેલી છે. એમાં બંને તરફ ફૂલમાળા અને કળશો લઈને ઊભેલા શ્રાવકો બતાવ્યા છે. બંને બાજુએ હાથીઓની આકૃતિઓ છે.

ગૂઢમંડપમાં ખાલી પબાસન છે. અગાઉ તેના પર મૂર્તિઓ હશે એમ લાગે છે.

નવચોકીમાં બંને બાજુએ બે ગોખલા છે અને બંને તરફ ત્રણ ત્રણ દેરીઓ ખાલી પડેલી છે. આમાં પણ પાષાણની માત્ર ૩ પ્રતિમાઓ છે. આનું શિલ્પ દશમા સૈકાનું જણાય છે.

૭. એ જ જેષલ પર્વતની તળેટીમાં શ્રીસોગઠિયા સુપાર્શ્વ-

નાથ ભગવાનનુ શિખરબધી મ દિર આવેલુ છે આમાં મૂળ નાયક ભગવાનની એકમાત્ર સુદર પ્રતિમા છે, જે પચતીર્થી યુક્ત છે મૂર્તિ પ્રાચીન છે પણ લેખ નથી મદિરનુ શિલ્પ-સ્થાપત્ય દશમા સૈકાનુ પ્રતીત થાય છે

૮ એ જ જેખલ પર્વતની તળેટીમાં શ્રી ગોડીપાર્શ્વનાથ ભગવાનનુ શિખરબધી મદિર ઉત્તરાભિમુખ છે મૂળનાયકની પ્રતિમા ૧ા હાથ પ્રમાણની છે એની પ્રતિષ્ઠા સ ૧૭૬૭મા શ્રી જિનકુશલસૂરિએ કરી છે એની આસપાસ શ્રી ઋષભદેવ અને શ્રી પાર્શ્વનાથ ભગવાનની બે ભવ્ય પ્રતિમાઓ વિરાજમાન છે તેની અજનશલાકા સ૦ ૧૭૨૪ મા શ્રી વિજયરત્નસૂરિજીએ કરેલી છે કુલ ૬ પ્રતિમાઓ પાષાણની છે કેટલાક શિલ્પો દશમા સૈકાના હોય એમ લાગે છે

ભમતીમા જમણી બાજુએ પાચ અને ડાબી બાજુએ ત્રણ દેરીઓ છે જમણી તરફ મોટા ગભારા છે, તેમા શ્રી પાર્શ્વનાથ ભગવાન વગેરેની મળીને ત્રણ મૂર્તિઓ છે

આ મદિર માટે એવી દતકથા સભળાય છે કે શ્રી યશો ભદ્રસૂરિજી અહી બેસીને ધ્યાન કરતા હતા

૯ એ જ જેખલ પર્વતની તળેટીમા શ્રી વાસુપૂજ્ય ભગ વાનનુ શિખરબધી મદિર આવેલુ છે મૂળનાયકની પચ-તીર્થીયુક્ત પ્રતિમા સ ૧૭૪૯ મા પ્રતિષ્ઠિત છે મૂર્તિ બદામી વર્ણની એક હાથ પ્રમાણ ઊચી છે આમા પાષાણની માત્ર ૩ પ્રતિમાઓ છે ગૂઢમડપના એક થાભલામા પદ્માસનસ્થ એક જિનમૂર્તિ છે જમણી બાજુએ કાઉસગ્ગિયા મૂર્તિ છે

૧૦ એ જ જેખલ પહાડની ટેકરી ઉપર શ્રી આદિનાથ ભગવાનનુ શિખરબધી મદિર છે આ ટેકરીને લોકો ' શત્રુજયની

ટેકરી' કહે છે અને આ વિશાળ મંદિર સમ્રાટ સંપ્રતિએ બંધાવ્યાનું સૂચવે છે. મંદિર સુધી ચડવા માટે પગથિયાં બાંધેલાં છે.

મંદિરની ચારે બાજુએ બાંધેલો કોટ આજે ભગ્નાવસ્થામાં છે. તેમાં એક પાણીનો કુંડ છે, તે પણ એવી જ હીન અવસ્થામાં છે. આખુંયે મંદિર સારી સ્થિતિમાં વિદ્યમાન છે. મૂળનાયક શ્રી આદિનાથ ભગવાનની સુંદર પ્રતિમા ૧।। હાથ ઊંચી છે. તેની પ્રતિષ્ઠા સં૦ ૧૬૮૬માં મહારાણા શ્રી જગત્‌સિંહજીના રાજકાળમાં શ્રી વિજયદેવસૂરિએ કરી છે; એ સંબધી લેખ વિદ્યમાન છે. અત્યારે મંદિરમાં મૂળનાયક સિવાય બીજી કોઈ પ્રતિમા નથી.

૧૧. ગામથી દક્ષિણપૂર્વ કિનારાની દિશામાં એક નાની 'જાદવ ટેકરી' છે, જેને લોકો 'ગિરનાર' નામે ઓળખે છે. ટેકરી તરફ જવાનો રસ્તો ઉપર્યુક્ત શ્રી અજિતનાથ ભગવાનના મંદિર પાસેથી છે. ડુંગરમાંથી પગથિયાં કોરી કાઢેલાં છે. ચડાવ શત્રુંજયની ટેકરી જેવો કઠણ નથી. ઉપર લગભગ પોણો ભાગ પસાર કરતાં, શ્રીનેમિનાથ ભગવાનની દેરી આવે છે. તેમાં શ્રી નેમિનાથ ભગવાનનાં પગલાં છે.

ટેકરી ઉપર શ્રી નેમિનાથ ભગવાનનું નાનું પણ શિખરબંધી રમણીય મંદિર છે. શ્રી પ્રદ્યુમ્નકુમારે જે મંદિર બંધાવ્યાનું અગાઉ સૂચવવામાં છે તે આ જ મંદિર છે. તેનો અંદરનો મંડપ બાંધેલો છે, જ્યારે બહારનો મંડપ ખુલ્લો છે. મૂળનાયક શ્રી નેમિનાથ ભગવાનની આશરે ૨-૨।। ફૂટ ઊંચી મૂર્તિ છે, જે રંગ અને ઘાટના શિલ્પમાં ધૂળેવાસાં બિરાજતા મૂળનાયક શ્રી કેસરિયાનાથજીની પ્રતિમા સાથે બરાબર મળતી આવે છે. આ મંદિરમાં જ શ્રી હીરવિજયસૂરિજીને સં૦ ૧૬૦૭–૮માં

પન્યાસ અને ઉપાધ્યાય પદવી આપવામા આવી હતી મદિર-નો ઉદ્ધાર બારમા સૈકામા થયેલા ગયપાલ રાજાના સમયમા થયેલો છે એ દર્શાવતા સ૦ ૧૧૯૫ના આસો વદિ ૧૫ (અમાવાસ્યા) ને મગળવારના લેખથી જણાય છે કે, અહીના ઠાકોર ગજદેવે પોઠિયાઓથી પ્રાપ્ત થતા કરનો $\frac{1}{20}$ મો ભાગ આ મદિરને અર્પણ કર્યો હતો વળી, એક સ્તભ ઉપરના લેખથી જણાય છે કે, સ૦ ૧૪૪૩ના કાર્તિક વદિ ૧૪ ને સોમવારે ચૌહાણ મહારાજાધિરાજ શ્રી વણવીરદેવના રાજ્યમા શ્રીધર્મચદ્રસૂરિના શિષ્ય શ્રી વિનયચદ્રસૂરિએ આ મદિરનો જીર્ણોદ્ધાર કરાવરાવ્યો હતો

આ મદિરથી થોડુ નીચે ઊતરતા પૂર્વ દિશામા ગિરનારની માફક સહાસાસ્રવનની રચના અને પગલાની સ્થાપના કરેલી છે

ગામથી એક માઈલ દૂર દક્ષિણપશ્ચિમમા મહાદેવના મદિરની નજીક ચૌલુકય રાજા કુમારપાલના સમયનો વિ૦ સ૦ ૧૨૨૮ના મહા સુદિ ૧૩ ને સોમવારનો એક લેખ છે, જેમા સભામડપ બનાવ્યાનો ઉલ્લેખ છે આથી એ પણ પત્તો લાગે છે કે, આ સ્થળ એ સમયે નાડોલના ચૌહાણ કેલ્હણના અધિકારમા, બોરોડી રાણા લક્ષ્મણના અધિકારમા અને સોનાણા ઠાકુર અણસીહના અધિકારમા હતુ.

# ૪. નાડોલ

નાડોલ મારવાડની પંચતીર્થીમાંનું ચોથું તીર્થ છે. પ્રાચીન ગ્રંથો અને શિલાલેખોમાં આનાં નડુલ, નડ્ડુલ, નર્દૂલપુર, નન્દપુર વગેરે નામો મળી આવે છે. રાણી સ્ટેશનથી ૭ માઈલ દૂર પૂર્વોત્તર ખૂણામાં અને દેસૂરીથી ૧૦ માઈલ દૂર ઉત્તર-પશ્ચિમ દિશામાં આ કસબો વસેલો છે.

એક સમયે ચૌહાણ સરદારોનું આ પાટનગર હતું. સમરવિજયી થયેલા અહીંના ચૌહાણ રાજવીઓ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. જાલોરના સોનગરા ચૌહાણો આ નગરમાંથી જ ત્યાં ગયા હતા. જાલોરના સોનગિરનું રાજ્ય કરવાના કારણે તેઓ 'સોનગરા' કહેવાયા. ચૌહાણ વંશના સ્થાપક રાજા લક્ષ્મણના સમયના સં. ૧૦૨૪ અને સં. ૧૦૩૯ના બે લેખો કર્નલ ટૉડને મળ્યા હતા, જે શિલાલેખો તેમણે લંડનની રોયલ એશિયાટિક સોસાયટીને આપી દીધા હતા. તેમાંથી આ નગરની પ્રાચીન રાજકીય સ્થિતિનો ખ્યાલ આવે છે. ભારત સરકારે રાજ્યોનું એકીકરણ કર્યું તે અગાઉ આ કસબો ઘાણેરાવ ઠાકોરના હાથમાં અને જોધપુર રાજ્યની હકૂમત હેઠળ હતો. આજે એ રાજસ્થાન સરકારના તાબામાં છે. ગામમાં અને ગામ બહાર કેટલાંક જૈનેતર સ્થળો છે, જે પ્રાચીન ઇતિહાસની શોધ કરનારાઓ માટે દર્શનીય છે.

અણહિલવાડ અને સોમનાથ જતી વખતે મહમૂદ ગિજની આ નગરમા થઈને ગયો હતો. કુતુબુદ્દીન ઐબકે પણ અણહિલવાડ જતી વખતે બાલી તથા નાડોલના ગઢોને લૂંટવી લીધા હતા પુરાતત્ત્વની દૃષ્ટિએ અહીનો સૂરજપોળ નામનો દરવાજો મહત્ત્વપૂર્ણ છે એના વિષયમા એવી પ્રસિદ્ધિ છે કે આને નાડોલના ચૌહાણોના મૂળપુરુષ રાવ લાખણે (લક્ષ્મણે) બનાવ્યો હતો અહી એક લેખ વિ૦ સ૦ ૧૨૨૩ના શ્રાવણ વદિ ૧૫ (અમાવાસ્યા) ને મંગળવારનો ચૌહાણ કેલ્હણના સમયનો છે, જેનો ઘણોખરો ભાગ ઘસાઈ ગયો છે અહીથી થોડે દૂર પશ્ચિમમા નીલકંઠ મહાદેવનું મંદિર છે, જેના એક ગોખલામાં વિ૦ સ૦ ૧૬૬૬ જેઠ સુદિ ૧૫ ને બુધવારનો પાતસાહ શ્રીસલીમશાહ નૂરદ્દી મહમદ જહાગીર (અકબરના પુત્ર)ના સમયનો લેખ છે. એમા લખ્યુ છે કે જાલોરના સ્વામી ગજનીખાએ નાડોલ સામે જહાગીરના નામે એક શહરપનાહ બનાવી આ મંદિરની પાછળ પ્રાચીન ગઢના અવશેષો છે

નગરની બહાર ઉત્તર કિનારે સોમેશ્વરનું મંદિર છે, જેના સ્તંભો ૧૨મી શતાબ્દી આસપાસના બનેલા પ્રતીત થાય છે સ્તંભો ઉપર કોરેલા લેખોમા ચૌહાણ રાજા જોજલદેવના સમયનો વિ૦ સ૦ ૧૧૪૭ વૈશાખ સુદિ ૨ ને બુધવારનો લેખ સૌથી પ્રાચીન છે અન્ય બે લેખો ચૌહાણ રાજા રાયપાલના સમયના વિ૦ સ૦ ૧૧૯૮ શ્રાવણ વદિ ૮ ને રવિવારના અને વિ૦ સ૦ ૧૨૦૦ના ભાદરવા વદિ ૮ ને બુધવારના છે

અહી પડેલાં ખંડિયેરો અને વાવડીઓથી અનુમાન થાય છે કે, કોઈ સમયે આ નગર સમૃદ્ધ હશે

વળી, કોઈ કાળે અહી જૈનોની વસ્તી ખૂબ હશે, એમ પણ લાગે છે જૈનોના તીર્થ તરીકે આ સ્થળની પ્રસિદ્ધિ

પાછળ તેના ગૌરવનો ઇતિહાસ ઘડાયો હશે. શ્રી દેવસૂરિના શિષ્ય શ્રી માનદેવસૂરિ આશરે વિ૦ સં૦ ૩૦૦ પહેલાં નાડોલમાં ચોમાસું રહ્યા હતા અને શાકંભરીમાં વ્યાપેલા મારીના ઉપદ્રવની શાંતિ માટે અહીં રહીને જ તેમણે લઘુ શાન્તિસ્તવની રચના કરી હતી. અહીં જ વાદિવેતાલ શ્રી શાંતિસૂરિએ શ્રી મુનિચંદ્રસૂરિને ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરાવ્યો હતો અને વિ૦ સં૦ ૭૦૦માં શ્રી જયાનંદસૂરિ શિષ્ય શ્રી રવિપ્રભસૂરિએ શ્રી નેમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી હતી. સં૦ ૯૯૨માં ભંડારીઓના મૂળપુરુષ નાડોલના રાજા લાખનસી (લક્ષ્મણ) ના પુત્ર દાદારાવને શ્રી યશોભદ્રસૂરિએ જૈનધર્મની દીક્ષા અહીં આપી હતી.

હાલમાં અહીં શ્વેતાંબર ઓસવાલોનાં ૨૫૦ ઘરો છે, તેમાં ૧૦૦૦ જૈનોની સંખ્યા છે. ૩ ઉપાશ્રય, ૨ ધર્મશાળાઓ અને ૧ પૌષધશાળા વગેરે છે. જૈન પાઠશાળા પણ ચાલુ છે.

અહીં શિખરબંધી ચાર મંદિરો છે, તેમાં શ્રી પદ્મપ્રભ જિનેશ્વર અને શ્રી નેમિનાથ ભગવાનનાં મંદિરો સૌથી પ્રાચીન, વિશાળ અને રમણીય છે. મંદિરોનો વહીવટ ગામના શ્રીસંઘને આધીન છે.

૧. શ્રી પદ્મપ્રભ જિનેશ્વરનું મંદિર ખૂબ ઊંચું છે. તેની બાંધણી અને કોરણી અપ્રતિમ છે. અહીંના શિલાલેખોમાં આ મંદિરનું નામ 'રાયવિહાર' ઉલ્લેખાયેલું જોવાય છે. આમાં શ્રી પદ્મપ્રભસ્વામીની ૨ હાથ ઊંચી બદામી રંગની સુંદર પ્રતિમા વિરાજમાન છે. તેની નીચે સં૦ ૧૬૬૮નો લેખ છે, જેનાથી જણાય છે કે, મહારાણા જગતસિંહ પ્રથમના સમયમાં આ મૂર્તિ સ્થાપન કરવામાં આવી હતી.

મૂળનાયકની બંને બાજુએ શ્રી આદિનાથ અને શ્રી શાંતિનાથ ભગવાનની બે પ્રતિમાઓ છે. તે પૈકી શ્રી શાંતિનાથ

ભગવાનના પબાસનમા સ૦ ૧૬૮૬ ને શુક્રવારનો લેખ કોરેલો છે ગૂઢમ ડપમા બને તરફ શ્રી શાતિનાથ અને શ્રી નેમિનાથ ભગવાનની ઊભી ( કાઉસગ્ગિયા ) શ્વેતવર્ણની પ્રતિમાઓ છે તે બને ઉપર સ૦ ૧૨૧૫ના વૈશાખ સુદિ ૧૦ ને મ ગળ વારના એકસરખા લેખો છે. આ લેખો ઉપરથી જણાય છે કે, આ બને પ્રતિમાઓ બીસાડા ગામનુ મ દિર કોઈ કારણે નષ્ટ થતા અહી લાવીને પધરાવવામા આવી છે

આ મંદિરની ભમતીમા ચોતરા ઉપર એક દેરીમા દેરાસર છે, તે દેરીમા કસોટી તરીકે ઓળખાતા શ્યામ પથ્થરનુ એક જ શિલામાથી કોરી કાઢેલુ ચૌમુખજીનુ અખ ડ દેરાસર છે કસોટી જેવા કઠણ પથ્થરમા કોરેલી ઝીણી નકશી આશ્ચર્યચકિત બનાવે એવી છે આ દેરાસરમા ચૌમુખી ચાર પ્રતિમાઓ વિરાજમાન હતી, જેને લૂટારાઓ ચોરી ગયાનુ કહેવાય છે

આ મ દિરમા, કોઈના કહેવા પ્રમાણે પરમાર્હત મહારાજા કુમારપાલની, જ્યારે બીજાના કહેવા પ્રમાણે મહારાજા સ પ્રતિની એક અશ્વારૂઢ પ્રતિમા છે મ દિરના ક પાઉ ડમા એક નાના શિખરવાળા દેરાસરમા મૂ૦ ના૦ શ્રી અજિતનાથ ભગવાનની પ્રતિમા છે, તેના ઉપર સ૦ ૧૮૯૩નો લેખ છે

મુખ્ય મ દિરની ડાબી બાજુના દેરાસરમા શ્રી ગોડીપાર્શ્વ-નાથ ભગવાન વગેરેની ૧૫ પ્રતિમાઓ અને શ્રી સિદ્ધચક્રપટ્ટ સ્થાપિત છે મ દિરના પાછળના ભાગના બગીચામા શ્રી આદિ નાથ ભગવાનની સ૦ ૧૯૫૧મા પ્રતિષ્ઠિત કરવામા આવેલી ચરણપાદુકાઓ છે

આ મ દિર ઉત્તરદ્વારનુ છે, જેમા કુલ ૨૯ પાષાણની અને ૩૧ ધાતુની પ્રતિમાઓ છે -મ દિરનો જીર્ણોદ્ધાર કરાવવાની જરૂર છે

૨. શ્રી નેમિનાથ ભગવાનનું દેવાલય શિખરબંધી છે. આમાં શ્રીનેમિનાથ ભગવાનની એક હાથ ઊંચી શ્યામવર્ણની પ્રતિમા છે, જે પાછળથી ૧૮મી શતાબ્દીમાં જીર્ણોદ્ધાર સમયે પ્રતિષ્ઠિત કરવામાં આવી છે.

આ મંદિરમાં જમણી તરફ મજબૂત બાંધણીનું સાત ખંડનું એક પ્રાચીન ભોંયરું છે, જે ખુલ્લું રહે છે. તેમાં કોઈ જઈ શકતું નથી એમ કહેવાય છે. એમાં સ્થાનની પવિત્રતા સાચવવા માટે અખંડ દીવો રખાય છે. કહેવાય છે કે આ ભોંયરાનો માર્ગ ઠેઠ નાડલાઈ સુધી છે ને આ સ્થળે શ્રી માનદેવસૂરિ પોતાની યોગસાધના કરતા હતા. તેમણે લઘુ શાન્તિસ્તવની રચના અહીં બેઠાં જ કરી હતી. શ્રી જયાનંદસૂરિના શિષ્ય શ્રી રવિપ્રભસૂરિએ શ્રી નેમિનાથની પ્રતિષ્ઠા કરી તે મંદિર આ જ હશે. આ મંદિરમાં પાષાણની કુલ ૭ પ્રતિમાઓ છે.

ઉત્તર દીવાલે બારણું છે, ત્યાં એક વિશાળ ધર્મશાળા છે અને ધર્મશાળા વચ્ચે પીપળાનું ઝાડ છે. ધર્મશાળાના દ્વારની બાજુમાં વહીવટ કરનારી પેઢીનું કાર્યાલય છે. આ ધર્મશાળાને અગ્નિખૂણે કૂવો છે, તેમાં રેંટ ગોઠવેલો છે. તેની પાસે જ એક હોજ છે. જૈન ઓસવાળોની સ્ત્રીઓ અહીં જ પાણી ભરવા આવે છે.

આ જ મંદિરની ઉત્તર–દક્ષિણ ઓસારોમાં શત્રુંજય, સમેતશિખર અને અષ્ટાપદની રચના, જે કોઈક ઉત્સવ પ્રસંગે કરાવી હશે, તે એમ ને એમ રહેવા દેવામાં આવી છે, તે જોવાલાયક છે. મંદિરને ફરતો વિશાળ ચોક છે. મંદિર પશ્ચિમદ્વારનું છે અને તેનો દરવાજો બજારમાં પડે છે.

બંને મંદિરો દરબારગઢની પેલી બાજુ એકાંતમાં આવેલાં

છે, પણ તે એક વિશાળ ચોગાનમા છે, જેની આજુબાજુ વ ડો આધેલો છે

૩ શિખરબધી મ દિર છે, જેમા મૂળનાયક શ્રી શાંતિનાથ ભગવાન છે તેના પરિકર ઉપર સ ૦ ૧૧૮૧નો લેખ છે ભીત પર ધાર્મિક ચિત્રો દોરેલા છે આમા પાષાણુની ત્રણ પ્રતિમાઓ છે.

૪ આ મ દિરમાં મૂળનાયક શ્રી જીરાવલા પાર્શ્વનાથ ભગવાન બિરાજમાન છે આ મ દિર ઘૂમટબધી છે આમા પાષાણુની ૩ પ્રતિમાઓ છે

સ ૦ ૧૭૫૫મા શ્રી જ્ઞાનવિમલસૂરિએ રચેલી તીર્થમાલા મા ' નાડોલ ત્રિણ્ય પ્રાસાદ '—નાડોલમા ત્રણ મ દિર—હોવાનો ઉલ્લેખ છે, એટલે ચોથુ મ દિર તે પછી બન્યુ હોય એમ જણાય છે

ગામથી અડધો માઈલ પૂર્વમા ' જૂના ખેડા ' નામે સ્થળ છે પહેલા નાડોલ ગામ આ સ્થાન પર હતુ, અહી પ્રાચીન મ દિરોના અનેક ભગ્નાવશેષો પડેલા છે

એના સહકારથી 'શ્રીપાર્શ્વનાથ જૈન વિદ્યાલય'ની અહીં સ્થાપના કરી. આ વિદ્યાલય આ તીર્થની છાયામાં પ્રતિદિન પ્રગતિ કરી રહ્યું છે. લગભગ ૨૫૦ વિદ્યાર્થીઓ આ સંસ્થાનો લાભ લે છે અને જૈનોની વસ્તીના અભાવમાં આ વિદ્યાલય યાત્રાળુઓ માટે એક વિસામારૂપ બની રહે છે. શ્રીસંઘે યાત્રાળુઓ માટે બે ધર્મશાળાઓ અહીં બંધાવેલી છે, તેમાં યાત્રાળુને બધી સગવડ મળી રહે છે.

આ ધર્મશાળાની પાસે જ શ્રી પાર્શ્વનાથ ભગવાનનું બાવન જિનાલય ભવ્ય મંદિર ઊભું છે. લગભગ ૧૫૦ વારના ઘેરાવામાં આ મંદિરનો વિસ્તાર છે. મંદિર પૂર્વદ્વારનું છે. તેની પૂર્વ અને ઉત્તર બાજુએ વિશાળ ચોક અને ફરતો વંડો છે. વંડાનું પૂર્વદ્વાર બંધ રાખવામાં આવે છે, જ્યારે માત્ર ઉત્તરદ્વાર ખુલ્લું રહે છે. આખુંયે મંદિર પથ્થરથી બાંધેલું છે. મૂળ ગભારામાં મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાનની નાગફણાવાળી રમણીય મૂર્તિ લગભગ ૧ હાથ ઊંચી છે અને તેની ચારે બાજુએ ધાતુનું મોટું અને સુંદર પરિકર નવું લગાડેલું છે. એ પરિકરમાં ૨૩ ભગવાનોની પ્રતિમાઓ કોરેલી છે. એટલે મૂળનાયક સહિત ચોવીશી ગણાય. પરિકર ઉપર સં૦ ૧૭૦૭ નો લેખ છે, પણ મૂર્તિ ઉપર લેખ નથી.

મંદિરનો રંગમંડપ વિશાળ છે. તેની ભીંતોમાં થોડીક સુંદર કોરણી જોવાય છે. નવચોકીના સ્તંભો પ્રાચીન જણાય છે. એક સ્તંભ ઉપર સં૦ ૧૨૧૧ નો ઘસાઈ ગયેલો લેખ છે, જેનો ઉલ્લેખ અગાઉ અમે કર્યો છે. નવચોકીના એક સ્તંભ પાસે પથ્થરના એક હાથી ઉપર શેઠ–શેઠાણીનું યુગલ બેઠેલું છે, પરંતુ તેના ઉપર લેખ નથી. સંભવ છે કે, મંદિરનિર્માતા શેઠ–શેઠાણીની આ મૂર્તિઓ હોય. મંદિરના ચોકમાં સં૦

૧૮૦૬ના ૩ શિલાલેખો છે પ‌ન્તુ તેમા મ‌‌ન્દિરના બ‌ધાવનારનો કશો ઉલ્લેખ નથી

દેવળનો બાહ્ય મ‌ડપ જોકે સુ‌દર છે છતા તેના કારણે દેવળનુ બાહ્ય સૌ‌દર્ય ઓછુ થયેલુ જણાય છે. આગલા મ‌ડપ સાથે ભમતી લગભગ મળી ગયેલી છે ભમતી અને ગભારા વચ્ચે એક માણસ જઈ શકે એટલી જ માત્ર જગા છે અને દેવળના ગર્ભગૃહમાં પ્રકાશને કોઈ અવકાશ નથી.

દરવાજાની બહાર બ‌ને તરફ પથ્થરના ૨ હાથીઓ ઊભા કરેલા છે દરવાજામા પેસતા ડાબી તરફના હાથી પાસે એક દોઢ ગજ લાબો શિલાલેખ કોતરેલો છે તેમા મેવાડના રાણાઓ ઉપર જૈનાચાર્યોએ પોતાની સાત્ત્વિક સિદ્ધિનો પૂરો પ્રભાવ પાડ્યાનો નિર્દેશ છે સ‌૦ ૧૬૮૬ પહેલા યાત્રીઓ પાસેથી અમુક કર લેવાતો હશે, તે તપાગચ્છાચાર્ય શ્રી વિજયદેવસૂરિના ઉપદેશથી મેવાડના રાણા શ્રી જગતસિ‌હજીએ મ‌૦ ૧૬૮૬ના સમયથી પોષ વદિ ૮ થી માડીને ૧૧ સુધીના એટલે મેળાના ૪ દિવસો માટે યાત્રીઓ પાસેથી લેવાતો કર બ‌ધ કર્યો હતો —એ સ‌બ‌ધી ઉલ્લેખ છે

ગણુકપુરની નકલરૂપે આ તીર્થ અત્યારે વિદ્યમાન છે અને ભવ્યતામા બીજા મ‌દિરોથી જરાયે ઓછુ ઊતરે એવુ નથી

અહી પ્રતિવર્ષ પોષ દશમી (માગશર વદિ ૧૦)ના રોજ મોટો મેળો ભરાય છે

નદીના સામા કાઠે જૈન શ્વેતા‌બર કારખાનાનો બગીચો છે.

